# પ્રેમરાય અને પ્રેમગૌરી.

પ્રેમનું મહત્વ---એક રસીલી વાર્તા.

બનાવનાર,

**વનમાલી લાધા મોદી** કુંડલાવાળા.

અને છપાવી પ્રસિદ્ધ કરનાર.

**છોટાલાલ વરજદાસ સરાફ.**

ઝોરાસ્ત્રીયન પ્રીટીંગ પ્રેસમાં છાપ્યું. મુંબઈ:—

શને ૧૮૮૭. સંવંત ૧૯૪૩.

**કીંમત આઠ આના**

# પ્રસ્તાવના.

આ વાર્ત્તા પ્રથમ "વાણીવિલાસ" નામના ચોપાનિયાંમાં આવતી હતી અને તેના વિષેનો લોકપ્રેમ, માત્ર એ ચોપાનિઆના ઓહોળા ગ્રાહકો પરથી જણાઈ આવવાને બસ થશે. દૈવયોગે એ માસિકનો હક એક બીજા ગૃહસ્થને આપવામાં આવ્યો અને ત્યારબાદ તેણે એ ચોપાનિઆં બંધ કર્યાં–જેથી વાંચનારાઓના મારાપર ઉપરાઉપર પત્રો એવી મતલબનાં આવવા લાગ્યા કે એ વાર્ત્તા જુદી છપાવી પ્રસિદ્ધ કરો હવે વાર્ત્તાના રચનાર મી૰ વનમાલી લાધા મોદી પાસેથી પહેલા ભાગનો સર્વ જાતનો હક લેઈને તે લોક સેવામાં મુકયોછે. આ વાર્તા મનમોદ પ્રેમરસથી ભરેલી, પ્રેમનું મહાત્મ્ય અને પ્રેમની પવિત્રતાનો એક રૂડો નમુનો છે. એટલુંજ નહીં પણ તે એવી તો વિનય સાથ લખાયેલી છે કે, ગૃહધર્મમાં ઉલટો તેનાથી સુબોધ મળેછે. જો કે ગ્રંથ મધુરો છે તથાપિ પવિત્ર પ્રેમગૌરીના દુઃખદાયક દહાડાનો મારા ધારવા પ્રમાણે તેમાં અંત આવેછે અને હવે પછી અનુકુળતાએ બીજો ભાગ પ્રગટ કરવમાં આવશેતો તેમાં એ સુજ્ઞનાયિકાને પુંર્ણ સુખવૈભવમાં નિહાળી વાંચનાર જરૂર અત્યાનંદ પામ્યા વિના રહેશે નહીં.

આવા ઉપયોગી—અનેક પુસ્તકો પ્રજાની સેવામાં મુકવાની મારી લલુતા છે પરંતુ તેનો મુખ્ય આધાર ગ્રાહકોપર છે. આશા છે કે આ વાર્તાના પ્રથમ ભાગની તમામ કોપીઓ ખપવાને વિલંબ લાગશે નહીં અને બીજો ભાગ છપાવવાની મને સારી તક પ્રભુ કૃપાએ મળ્યા વિના રહેશે નહી. તા૰ ૧૬–૨–૮૭ **જુબિલી મહોત્સવાનંદનો મુખ્ય દીવસ.**

લા૰ સેવક.

**છોટાલાલ વરજદાસ સારસ્ના.**

અભિવંદન.

૩૦૬૫

# પ્રેમરાય અને પ્રેમગૌરી.

આ પુસ્તક તા૦ ૧ લી જુલાઈ સન ૧૮૮૫ થી વાણી વિલાસમાં દાખલ કર્યું હતું.

## એક વાર્ત્તા.

### ભાગ ૧ લો પ્રકરણ પેહેલું.

### સ્થળ પ્રેમબાગ.

પશ્ચિમ તરફના સૂર્યનો અસ્ત સમય થવા આવ્યો, તેથી સૂર્યની પીળા રંગની ઝાંખી તડકીએ, ચંદ્રના શાંતિ પમાડનાર સફેદ પ્રકાશની પેઠે શીતળતા ધારણ કીધી છે. આસમાની રંગના આકાશમાં પવન પ્રધાને જથાબંધ વાદળાંઓને પુર જોસથી અહીં તહીં ફેરવવા માંડયાં તેથી નાના પ્રકારની આકૃતિ બની તેના પર સૂર્યના કોમળ કિરણો પડવાથી ઉત્પન્ન થયેલા રળીયામણા રંગોના વિચિત્ર દેખાવ વડે આકાશમાં મોટી મનોરંજક શોભા થઈ રહી છે. વસંતકાળનો આરંભ હોવાથી નવીન અને આનંદી આભુષણો લટકાવી લીધાં, તેથી પ્રેમબાગ પુરો રમણીય બની રહ્યો છે. સંધ્યાકાળના ચાર વાગી જવાથી આ બેહેકી રેહેલા બાગના સુંદર સ્વરૂપે કુદરતી લીલાનું મધુર ગાયન ગાવા માંડયું; તે ઉદ્યોગીને આનંદ આપનાર અને વિરહીને પીડા પમાડનાર હોવાથી એક સરખી શોક અને હર્ષ ધ્વની ચાલી રહી તો ખરી, પણ તે વધારે વખત ટકી શકી નહીં. થોડાજ પળમાં વિરહી જનોનું માયાળુ મન મુંઝાવા લાગ્યું તેથી તેઓ અધીરા બનીને જડપથી ઘેર તરફ ચાલતા

થયા. પછી પાંચ પુરા વાગ્યા તેથી બાગના કઠોર કાયદાએ માણસ માત્રને હાંકી કહાડયાં. હવેતો આ સ્થળમાં સુખકર સુગંધીનો મીઠો પ્રસાદ લેવાને જોકે માળી અને રખેવાળ સીવાય કોઇજ મનુષ્ય રહ્યું નહીં, પરંતુ પક્ષીઓની સંખ્યા વધવા લાગી. મોટી સંખ્યાના ટોળે ટોળાં આભથી ઉતરી પડયાં અને દરેક ઝાડોની ડાળો ઉપર તેઓનું બેસવું-ઉડવું તથા બોલવું થવાથી કાનને મીઠાશ ઉપજાવનાર એકસરખો કિલકિલાટ ચાલી રહ્યો. એટલામાં વાયુ મંદવાહક થયો અને વહાલથી સુગંધસુંદરીને સાથે લઈ આસ્તે આસ્તે આખા બાગમાં ગમન કરવા લાગ્યો. થોડી વારે સુગંધસુંદરી વાયુવેગે બાગના મધ્ય સ્થાનના બંગલા તરફ વળી; ત્યાં તેને એક ચૌદ વરસની તરૂણ બાળકીએ મધુર શબ્દથી વધાવી લીધી અને તે બાળકી ચાલતા ચાલતા બોલી.–

"હે! સુગંધસુંદરી! જુવાનીના ઉકળેલા લોહીથી જ્ઞાન અને અનુભવ મેળવી સંસાર–સીડીની પગથીઓ ઉપર ચડતાં વચમાં વિઘ્ન લાવી મને આશામાં અધર લટકાવી રાખનાર જે કંટાળો અને ભય આળસરૂપી રાક્ષસના પુત્ર, પણ મારા જબરદસ્ત શત્રુઓ છે, તેનો તું હમેશાં સંહાર કરી મને ઉમંગી અને ઉત્સાહી બનાવે છે એ તારો ઓછો ઉપકાર નથી. ગમે તે માણસ ગમે તેવી જગ્યામાં બેસી મન ધાર્યું કરવાને માટે ઇચ્છારૂપી વહાણ વડે આખો વિચારસાગર ફરી વળે પરંતુ દૃઢતારૂપી ફળદાયક બેટ, તારા આ શાંત સ્થાનમાં આવ્યા વિના કદી હાથ લાગશે નહીં. ખરેખર! આ સ્થળતો તારે લીધે શાંતિનો સુખદ સમુદ્ર, દૃઢતાની સુંદર ગુફા અને પ્રેમનો પવિત્રગઢ છે! બેહેન સુગંધસુંદરી! અહીં તારા સહવાસમાં હમેશાં રેહેવું મને બહુ ગમે છે તે વારૂ મારી ભવિષ્યની જીંદગી સુખમાં ગુજરવાના ચિન્હો હશે કે દુ:ખમાં? કોણ જાણે!" આટલું બોલીને તે, બાગના ફુવારા પાસે એક બાંક ઉપર બેઠી. ત્યાં પણ સુગંધસુંદરીની નાનાવિધ નાચક્રિડા જોઇ તેણે બહુવાર હસ્યા કીધું. છેલે તે ગંભીર થઇને બોલી.–"તન અને મનથી ઐક્ય થયેલા પતિ પ્રિયાનું સુવાસરૂપ સ્વરૂપ અહો! ડગમગતા મનને દૃઢ કરી વાહ! પ્રેમની કેટલી પવિત્રતા બતાવે છે!!" ત્યારબાદ પાંચેક પળતો તે ચુપાચુપ બેઠી, પણ પાછી ધીમે સાદે અધુરૂં બરબડી.–"પ્યારા પ્રેમરાય વાર-ન-લગા-ડો, હવે વિ-ધિથી વ-ર-વા-ને" તુરત ફફડતા બંને હોઠ બંધ

ડોકી અને જમણી ખાંધ પર જરા માથું નમાવી, ગોરા ગાલની ગુ-
લાબી લાલીપર તેણે હાથની ઉભી આંગળી ટેકાવી; આથી પોતાની
પ્રિયા સુગંધસુંદરીનું અપમાન થયું સમજી વાયુરાજે ક્રોધથી તેને ત-
રંગના તાડ પર ચડાવી દીધી. તે ત્યાં અકળાઇને આશારૂપી ઉમદાબા-
ળને પડતું મુકી બાળ હત્યા ન કરે એટલા વાસ્તે દયા લાવીને નિદ્રા
અને જાગૃતિ દેવી દોડી આવ્યાં; પણ તેઓ સહાય કરતાં કરતાં કમ-
નસિબે અધવચ અટકી પડયાં તેથી બાપડી આ બાળા વિચારની ધુનમાં
અધર લટકી રહી! વાહાલા વાંચનાર! લ્યો હવે આ કુમારીકાના રૂપ
–ગુણથી આપને વાકેફ કરવાને મને સારો અવસર મળ્યો. તે વિચાર
સાગર તરીને પાર ઉતરશે એટલામાંતો તે કામ હું જલદીથી આટો
પી લઇશ.

ચાલતા મહીનાનો છેલો દહાડો છતાં આ અપ્સરાનો અપાર ખુ-
બસુરતી આજે આપણને ચંદ્રની ગેર હાજરી વિસરાવી મુકે છે. ખરૂં
પુછાવોતો આજે આકાશમાં તારાઓને ઉગવાની કશી અગત્ય નહોતી;
કારણ તેણે પેહેરેલી વાદળીઆ રંગની સાડીમાં ઝલકી રેહેલી રૂપેરી
ટીલા–ટપકીઓ તેની ખોટ પુરી પાડવાને બસ છે. પ્રેમી પુરૂષ ગમે તે-
વો, શત્રુના કઠોર શસ્ત્ર પ્રહાર સહન કરી શકે એવો ધૈર્યધારી હોય પ-
રંતુ જેને એકવાર નિહાળવાથી નિર્બળ મદન સહન કરવાને તે કેવળ
અશક્ત થઈ પડે એવી આ સ્ત્રી સુંદરતામાં ચઢીયાતી અને રતિરૂપ રં-
ભા છે. તેને મેળવવાને પ્રેમી માણસ જેમ જેમ વધારે નિસાસા નાંખે
તેમ તેમ મદનાગ્નિની ઝાળ તેને અતિ પીડાકારક થઈ પડે, તે વિરહના
શોકથી જેટલા જેટલા આંસુઓ ગાળે તેટલાજ તેને દુઃખ સમુદ્રની ભ-
રતીમાં વધારો કરનાર થઈ પડે અને તે મનથી જેટલો વ્યાકુળ થાય
તેટલોજ તેને મુંજારાનો ભયંકર રોગ લાગુ પડે એવી તે ચિતાકર્ષક મ-
નોહર સુંદરી છે.

આ નવજોબના સુંદરી લગ્નયોગ્ય પ્રૌઢા છતાં જોબન જાળવવામાં
શુદ્ધ બ્રહ્મચારિણી છે. સત્યવાદિની તથા આર્ય સુરીતિ-નીતિનું રક્ષણ ક-
રનારી હોવાથી પાપ, પાખંડ અને પ્રપંચહારિણી છે. લજાવાન, સર્વદા
સંતોષ માનનારી, અગમચેતીથી દરેક કામ દીર્ઘ દૃષ્ટિ વડે કરવાવાળી.

આત્મનિગ્રહી અને સત્યાનુસારિણી છે. સ્વતંત્રતા ભોગવનારી છતાં થનાર પતિ પાસે વિવેકને ખાતર દાસત્વ બતાવનારી તથા પતિના ખરા વખતમાં ધૈર્યધારિણી અને સહાયકારિણી છે. વચનામૃતના માધુર્યથી મોહ પમાડનારી, તેમજ પ્રેમમાંજ પ્રાણ પરોવનારી–અતિ પ્રમી છતાં પતિવ્રત ધર્માનુસારિણી છે. મહાગંભીર, સ્વરૂપા, ન્યાયવાળી, અતિ વૈભવા છતાં થોડે ઘણું માની લે તથા થોડામાં ઘણું ઉપજાવી કાઢે એવીતો તે ચાતુર્ય ધરાવનારી છે. ટુંકામાં સહનસીલતા અને દૃઢતા દેવીની આ શાણી સખી, પોતાની પ્રકૃતિથીજ સાથીઓને સત્યજ્ઞાનમાં દોરનારી, અર્થ શાસ્ત્રજ્ઞ, તથા શાંત–હાસ્યવદની, સુશિલા, ગહન પરાક્રમવાળી ઉત્તમ કુમારિકા છે.

પ્રિયવાંચનાર! હવે આ નમણી નારીનો મનોવિકાર બંધ થયો વિચારવાયુની વિદાયગીરીથી તેના ફિક્કા પડેલા ચેહેરાએ પાછું પ્રકાશવા માંડયું. હવે તો તે આનંદી મૂર્તિ લેહેરી થઇને ફુવારાની પડોશમાં અહીં તહીં ફરવા માંડી અને થોડીવારે હૈયાના ઉત્સાહી ઉભરાઓ હોઠમાં લાવી તે બોલી.—"હવે ભયમાં ભટકવાથી જીવતું જોખમ છે, હરદમ વિચારો કરવાથી હિતની હાની છે, લલુતાને લાંબી કરવાથી શરીર સુકાય છે, આશામાં ગુજરતા દીવસો આયુષ્યને ઓછી કરે છે અને ઇચ્છાના અટકાવથી ઉત્પન્ન થતી અધીરાઇ આપણાં પ્રેમી ખોળીઆંને બાળીને ભસ્મ કરે છે; માટે ઓ પ્રિયતમ! પ્રેમમાં ગુંથાયેલા પ્રાણને. પીડીત્ ન કર; તારી માયાળુ મનોર્મિઓની મુંજવણ મટાડી જરા દમધર; તારી ઉછળતી લાગણીઓની પ્રેમાતુર ગતિ ધીમી કર; પરમ દહાડાના પેહેલા પહોરમાંજ હું તને વીધિથી વરીશ. (ખીસામાંથી પોતાના પ્રેમીનો પત્ર કાઢીને બોલી) પ્યારા તું આવું કાલું ઘેલું કેમ લખેછે? નહોય, હવે નહોય પ્રેમના પ્રેમની મને શંકા! તારો આ પ્રેમાળ પત્ર જેમ જેમ હું વધારે વખત વાંચું છું, તેમ તેમ સ્નેહ રૂપી વડલાની સંગીન રેષાઓ લાબી વધતી જાય છે તો ચીંતા નહીં, આપણે એજ રેષાઓથી પરસ્પર બંધાઇને. અધીરાઇ અળગી કરીશું."

આટલું બોલીને તે બાગના મધ્ય સ્થાનમાં આવેલા પેલા સુંદરબંગલા તરફ ચાલતી થઇ અને ત્યાં જઇ પહોંચ્યાં પછી ભોંય તલીએના દીવાનખાનામાં એક કોચ પર બેસીને પેલો પત્ર વાંચવા લાગી.

"સૂર્ય. ચંદ્ર અને બીજા ગ્રહો ભવિષ્યમાં તેજોમયી રેહેશે કે નહી, તેની તું શંકા લે; પરંતુ મારા પ્રેમ–પ્રકાશની અચળતા માટે તું ભુલ્યે ચુકયે પણ કદી શકમંદ થઇશ મહીં. સાક્ષત્ સત્યમૂર્તિ નેહેમીં સત્ય બોલશે કે નહીં તેના વિશે ભલે તું શંકા ધર; પરંતુ તારા પ્રત્યેના મારા સ્નેહની તું બેભાન અવસ્થામાં પણ કદી શંકા લઇશ નહીં. પ્રિય પ્રેમગૌરી! સત્યથી સમજ કે આપણે આ સાકાર સ્વરૂપ એક તીથિએ, એક દહાડે અને એકજ પળે બદલીશું જ્યારે તું સમજે છે કે મારી જીવન દોરી તારા હાથમાંછે, ત્યારે પછી પાણી ગ્રહણ કરવાની બુરી સબુરી તારાથી કેમ સાંખી શકાય છે? હસ્ત્ મેલાપનીજ આશામાં જ્યારે આપણી બંની હાલત શુસ્ક મુડદાં સરખી થઈ છે ત્યારે પછી વિજળીનો ભય સોસવા અશક્ત નહીં થવું જોઇએ." વધારે વાંચવુ બંધ કરીને વળી તે બોલી.———"ભવિષ્યમાં ઉત્પન્ન થનાર માવિત-રોના કે સંબંધીઓના ક્રોધની હું પરણતા પેહેલાં કલ્પના કરીશ નહીં. મન ધાર્યું થઇ ચુક્યા પછી ભલે કાલા ગ્રહમાં પુરે, દેશવટો આપે, કે ભલે શરીરમાં સૂળા પરોવે પરંતુ આ મારા નિશ્ચયનો નાશ હું કદી કરીશજ નહીં. પ્યારા પ્રેમરાય! હું કશા ભાગે ડરવાનીજ નથી એથી તું ખાત્રીથી સમજી લે કે હું આવતા પરમદહાડે નક્કી તને વરવાની, વર-વાની–વરવાનીજ."

બોલવું બંધ કીધા પછી તે સ્વસ્થ થઇને બેઠી એટલામાં તેની સખી ગુણસુંદરી આવી.—તેથી બંને બેહેનપણીઓએ વાતચીત કર-વા માંડી.

પ્રેમગૌરી.—બેહેન! વગર બોલાવે આવી છતાં આવા અગત્યના અવસરમાં તેં મને બહુ આભારી કીધી છે. વારૂ કંઇ ખબર અંતર?

ગુણસુંદરી.—હું આજે સવારથી મારા પિયરમાં ગઇ હતી ત્યાંથી હમણાજ આવી. બાઇ ઘરમાં તો કોઇ મળે નહીં અને મને એકીલાં બેસવું ગમે ગહીં તેથી વિચાર કીધો કે એઓને આવવાને હજુ વખત છે એટલામાં બેહેન પાસે જઇ આવું. એમાં વળી આભાર શાંનો? ક્યાં દુરથી ચાલીને આવવું હતું? પણ અરે તારા મેળાપથી તો બેવડો બલાપો થાય છે. આમ પરાધિન રેહેવાથી તો એ દુ:ખદેણ ડાકણનું ડાહાપણ ઉલટું દીવસે દિવસે ડુબતું જાય છે. માટે બેહેતર છે કે હવે તો બેધડક મનમાનતું કરી લેવું.

પ્રેમગૌરી.—પરમ દહાડે સવારના પહોરમાં વિધીથીવરવાનો મેં નિશ્ચય કીધો છે. પ્રથમ તો આ કામ આસ્થળે ઘણુંજ સંભાલળથી ગુપ્ત રીતે ઉકેલી લેવું તે તારૂં અને તારા ભરથારનું મુખ્ય કામ છે કામ પાર પડ્યા પછી આપણેજ વાત જાહેરમાં મુકીશું એટલે પછી કોઇ નાથી શું કે થાં કરી શકાશે નહીં; ખરૂં બેહેન!

ગુણસુંદરી.—હા; જો, જો; આ પ્રેમરાયના માણુસ સરખું તો કોઈ આવે છે! વળી જોને બાઇ એના હાથમાં કંઇ કાગળ જેવું જણાય છે. બેહેન! એજ કાગળના ઉત્તરમાં આ શુભ સમાચાર લખી મોકલજે હો. ચાલો એ પણ એક ફતેહ!

પ્રેમરાયનો માણુસ જેવો ઓરડામાં દાખલ થયો તેવોજ પ્રેમગૌરીએ તેના હાથમાંનો પત્ર ઉચકી લીધો. હોઠો હસતાં થયા, મોઢું મરકવા માંડ્યું, આંખની ચળકતી કીકી હરતી ફરતી થઇ, અને પ્રેમના ચીતરેલા બોલો ઉચરવાને તેની જીભ ચચળવા લાગી. પરબીડીયું ફાડીને કાગળ અરધો ઉઘાડ્યો ન ઉઘાડ્યો ત્યાંતો તેની અધીરી આંખોએ આગળ આવીને ઓળો જડપથી ઉકેલવા માંડી. પરંતુ તેના મુંગા મોહોડાએ જોડમાં બેઠેલી ગુણસુંદરીનું દીલ દુ:ખવ્યું. ગુણસુંદરીના "શું છુપી વાત છે?" આટલા માર્મિક પણ સ્નેહ ભર્યા શબ્દો અરે ફોગટ ગયા!

"પ્રેમગૌરી બોલતી કાં નથી" આ વાક્ય ગુણસુંદરીના મોહોડામાંથી નિકળ્યું કે તુરત તેણે પેલો પત્ર ફેંકી દીધો. અને કષ્ટ પામતા દીલથી.—

**"અરે મનના વિચારો મનમાંજ સમાયા! આશો ગજબ! હાયરે સઘળું સ્વપ્નાજ રૂપ!! જીવવું શાને? સુખની આશા હવેતો સ્વપ્નમાં!"** એમ બોલીને ભોંયતલીયે તે પથરની કઠણ લાદીપર પછડાઇ પડી. તેના ચંદ્રસ્વરૂપી મુખડાંનું સઘલું નુર ઉડી ગયું, સુંદર ચેહેરો ફીકોફચ પડી ગયો, તેની અધુકડી આંખમાંથી આંસુઓની ગરમ નીક ચાલતી થઇ, છાતી જોરથી ધબકવા લાગી મોઢે ફીણુ વળ્યાં, અને તેના નાજુક હાથ–પગ તરફડવા લાગ્યા. આંખો ચડાવી અને દાંતોની દોઢવાળી; અરે આજની અંધારી રાતે તેના ઉજલા અંગપર અંધાર પિછોડો ઢાંક્યો, દેખીને દાઝે અરે જોઇને ચિતરી ચડે એવી આ જુવાન અબળાની અરે ઘડીમાં અધમ અવસ્થા થઇ.

આવો ભયંકર બનાવ જોઇને પ્રથમતો ગુણસુંદરી ગભરાઇ ગઈ પરંતુ પછીથી ધીરજ ધરીને પોતે પ્રેમગૌરીની પાસે ઉંધે ગોઠણીએ બેઠી તેના કપાલપર વળેલી કરકચલીમાં ભરાયલો પસીનો રૂમાલથી લુંછી નાંખ્યો, આંખોપર જરા થંડુ પાણી છાંટયું અને મોહોડાપર હાથની હ-થેલીનો ધીમો—પવન થોડીવાર એક સરખો નાંખ્યા કીધો. જ્યારે શુદ્ધિમાં આવતી માલમ પડી ત્યારે ગુણસુંદરી આસ્તે રહીને બોલી "જન્મ આપનાર તારૂં જતન કરો. ખમા, ખમા માહારી વહાલી તું અકળાય છે શા સારૂ? તું શાણી છતાં હૃદયને શોકનું ઘર કાં કરી મુક? બાપુ, પોતે દુઃખી થવું અને બીજાંને દુખી કરવાં એ તારા ડહાપણને ન છા-જે. 'દુખને અંતે સુખ' અને 'ધીરજના ફલ મીઠાં' એ ડહાપણવાળી કેહેવતો અત્યારે તારે વિસરી જવી નહીં જોઇએ. સતિ દમયંતી, સીતા અને તાંરામતીને દુઃખ પડવામાં કાંઈ બાકી રહ્યુંનહોતું પરંતુ સર્વે ધીરજથી સહન કીધું તો છેવટ સુજશ, સુખ અને શાંતિ મેળવી."

પ્રેમગૌરીએ પડયા પડયા આળસ મરડયું અને તે આમ તેમ ટ-ગર ટગર જોવા લાગી. વળી હાથની નિસાનાથી 'પાણી પીવું છે' એ-વી ઇસારત કીધી. ગુણસુંદરીએ પાણી આપ્યું તે જરા પીધા પછી ન-રમ અવાજે બોલી 'બે-હે-ન—ગુ-સું-દરી' આ સાંભલીને ગુણસુંદરીએ પૂછયું 'બેહેન. તને જણાય છે શું? પ્રેમગૌરી પીડિત મનથી બોલી "મને જણાય છે દુઃખરૂપ આખી દુનિઆ, ભયાનક સઘળો ભવ, સુખ સ્વલ્પ પણ સ્વપ્નરૂપ, પ્રીત પીડા વૈભવ! ધાર્યું હતું શું અને થયું શું? મારા નસીબ ફુટી ગયાં, મારો પ્રભુ વાંકો થયો, માતા—ઓડી તને તારો ધર્મ ભૃષ્ટ કરતાં રે દુષ્ટા! કેમ આવડયો. આટલી ચૌદ વરસની ઉમરમાં તો સુખને સ્વપ્નમાં પણ જોયું નથી. અને ભવિષ્યમાં સુખ મળવાની આશા રાખતી પણ નથી માટે ઓ પ્રભુડા હવે તો મોત આપ. ત્રેપન વ-રસનો બુઢો—માટીમાં મળવાને સોનાપુરની રાહ જોતો સુતો છે તેની સા-થે લગ્ન કરી મુડદાને મીંઢળ બાંધવો છે કાં! હત ગોજારી તારૂં સત્યા-નાશ વળજો, દીકરીએ દીવો ટળજો, રે અંગમાં રોમ રોમ કીડા પડી આગ લાગજો. જંઝાળી જીવન! ઓ પ્રાણ પ્રિય પ્રેમરાય.—" બસ બહુ થયું ચુપ આટલા શબ્દો બહારથી આવવાથી પ્રેમગૌરી બોલતી બંધ થઈ. ગુણસુંદરી તથા પ્રેમગૌરી ભયભિત થયા અને બંને ઉભા થઇને

જુવે છે તો "રાંડની જીભજ ખેંચી કહાડવી જોઇએ, ભંવકર તારો લવારો, ચુપ રેહે" એમ બોલતી ભારે ગુસામાં આવી ગયેલી એક સ્ત્રી બે ચાર માણસો સહીત અંદર દાખલ થઈ, તે સાધારણ કદની નાજુક છતાં નાચા મનની માલમ પડતી હતી. તેની આંખો દેખાવડી છતાં વિકાળ જણાતી હતી અને તેનો સ્વર મીઠો મનોહર છતાં ભયાનક ભાસતો હતો. તેના મોટા પંજાના હાથ બંગડી કે ચુડલી વગરના અડવા હોવાથી જણાતું હતું કે તે કોઈ વિધવા હશે. તે જેવી દીવાનખાનામાં દાખલ થઈ તેવીજ પ્રેમગૌરીને ધમકાવા લાગી "અરરર તું મારૂં નાક કપાવવાને ઉભી થઈ છે કાં? તારાં કાળાં ધોળાં સઘળાં મેં જાણ્યા છે. રાંડ અવલચંડી તારી તે આપદા મારે કેટલીક કરવી? મારાં ધોળાં સાડલામાં ડાઘ પાડવાને ઉભી થઈ છે પણ જીવથીજ મારી નાંખુ ઓળખે છે મને!" આવો દુઃખદાયક શબ્દ પ્રહાર બિચારી પ્રેમગૌરીથી સહન થઈ શક્યો નહીં તેથી તે વળી મુર્છા ખાઇને ઢળી પડી. કોઇએ કહ્યું "માજી જુઓ, જુઓ, એને કંઈ થયું" "અરે થાય શું રાખ! એ તો રાંડના ફિતુર" એમ બોલીને તે પાષાણ હૃદયની સ્ત્રી લાગલીજ પ્રેમગૌરીના અંગપર ધસી આવી અને એ અધમૂયેલીને મારવા મંડી ગઈ, ગુણસુંદરી અને બીજા માણસો જો વચમાં પડયા નહોત તો પ્રેમગૌરીની સાથે આપણી આ વારતાનો પણ આટલેથીજ અંત આવતે.

પછી આ નિર્દય નારી, બાપડી ગુણસુંદરી પર કઠોર શબ્દ પ્રહાર કરવા મંડી, પરંતુ ગુણસુંદરી શાંત સ્વભાવની હોવાથી સઘળુ સહન કીધું. થોડીવાર પછી તે નમેરીબાઈ તથા તેની સાથે આવેલા સઘળા માણસો પ્રેમગૌરીને લઇને ચાલતા થયા પેલો પ્રેમરાયનો માણસ જે કાગળ લઇને આવ્યો હતો તેતો આ બનાવ જોઇને આગલથીજ પોબારા ગણી ગયો હતો! ગુણસુંદરી પણ પ્રથમતો આ લોકોની સાથેજ ગઈ પરંતુ આશરે અરધા કલાક પછી પાછી આવી અને બંગલામાં આમ તેમ ફાંફા મારવા લાગી. "જો એ લોકોને હાથ લાગ્યો હશે તો વળી પુરી કમ્બખ્તી! એણે ફેંકયો હતો તો અહીં આટલામાંજ. અરે બાઈ, જોને આ રહ્યો! હવે ધાસ્તી ન રહી" એમ બોલીને તેણે કોચ તળેથી એક કાગળ ઊંચકી લીધો. વાંચનારને માલમ તો હશે કે તે કાગળ પ્રેમગૌરીએ ફેંકી દીધેલો તે હતો. "અરે પ્રેમગૌરી વાંચીનેજ બેભાન થ-

ઇ ગઈ માટે ખચીત આમાં કંઈ વિપરીત સમાચાર હોવા જોઈએ જો-
ઉં તો ખરી એમાં શું લખ્યું છે !" એવો વિચાર લાવીને ગુણસુંદરી-
એ પત્ર વાચવો શરૂ કીધો. વાંચતા વાંચતા તેની બંને આંખોમાંથી
આંસુઓ ચાલી નિકળ્યાં. પત્ર વાચી રહ્યા પછી તે રડતી રડતી ક્રોધાવે-
શમાં બોલી "બસ થઈ રહ્યું ! ,સાડી ને બુદ્ધિ નાઠી' સસ । તને
આ શું સુજ્યુ ! નિર્દય રે સર્પ હૃદયી-બુદ્ધા !તારૂં કયા જન્મારામાં
સારૂં થવાનું ? ઓ મદનસ્વરૂપી પિયાસ તું સંતતીથી પણ વિમુખ
થયો ? ધિઃક ધિઃક અરે ધિઃક છે અવતાર !એટલામાં એક દેખાવડો જુ
વાન તેજસ્વી પુરૂષ દવાનખાનામાં દાખલ થયો. તેણે ગુણસુંદરીની
રડતી આંખોને અટકાવી અનેપછી ગુણસુંદરીએ તેને કોટી કરી, બંને
જણાએ કંઈ કાનમાં વાતચીત કીધા પછી તેઓ ત્યાંથીચાલતાં થયા.

આ વારતા અત્યાર સુધી પડદામાંજ રહી છે તેથી હવે મૂળ હ-
કીકત કહી સંભળાવી વાંચનાર સાહેબોની અધીરાઈ અળગી કરવી જો-
ઇએ. વારતાના નાયક નાયિકા (પ્રેમરાય અને પ્રેમગૌરી) કોણ હ-
તાં ? પ્રેમગૌરીને પી ડાકારક થઈ પડેલી બીના પ્રેમરાયે પત્રમાં શી લખી
હતી અને તે શાથી ઉત્પન્ન થઈ? પ્રેમગૌરીને ધમકાવનાર પેલી વિધ-
વા નારી કોણ હતી અને તેને તેમ કરવાનું કારણ શું ? ગુણસુંદરી
જ્યારે પત્ર લેવાને પાછી બંગલામાં આવી ત્યારે પત્ર વાંચીને પોતાના
સસરાનેજ શ્રાપો આપવા માંડી તે શામાટે ? ત્યારબાદ જે જુવાન મા-
ણસ ગુણસુંદરીને સ્નેહથી કોટી કરી પોતાની સાથે લઈ ગયો તે કોણ
હતો ? વગેરે બાબતો તરફ લ્યો હવે આપણે વળીએ અને વિચારીએ.

પૂર્વે ભરતખંડના દક્ષિણ ભાગમાં પ્રેમપ્રદેસનું પ્રેમપુર કરીને પાટ-
નગર હતું, ત્યાં વિજયસિંહ નામનો રાજા રાજ કરતો હતો; તે શૂરો
અને ચતુરસુજાણ-મહાજ્ઞાની હોવાથી રાજ્યમાં સુખ શાંતિ અને સમૃદ્ધિની
લીલાલેહેર થઈ રહી હતી. " અનેક સ્ત્રી પરણનાર પુરૂષ થોડા વખતમાં
સઘળું નુર ગુમાવે છે. કુદરતી કાયદો તોડી મહા અપરાધી બનવાની
વાત તો એક બાજુ રહી, પરંતુ તે પોતાના સઘળાં સુખ વૈભવને સંકે-
લી આયુષ્ય ઓછી કરે છે. બહુ વિપનોરીના હળાહળ વિષથી જીંદગીના
એક આઠમાંસિ ભાગમાંજ દેહભાન ભૂલી કલેશથી કપાઈ મરે છે. એકથી

વધારે સ્ત્રીઓ પરણનાર રાજાને બ્રાહ્મણોના મૂખથી આયુષ્યવાન, પુત્રવાન-નો આશીર્વાદ જે બહુવાર મળેલો હોય છે, તે આયુષ્યના અંત સુધી શત્રુવટ જણાવે છે." વિજયસિંહની આવી ઉમદા સમજણે એક કરતાં વધારે સ્ત્રી સાથે લગ્ન કરતાં તેને અટકાવ્યો હતો; તેથીજ ગમેતો પ્રેમપુરની કહો અગર પુરાં પ્રેમપ્રદેશની કહો પરંતુ એ અવસરે પટરાણીતો એકની એકજ હતી. પ્રેમપુરની પટરાણી—જે વિજયસિંહ મહારાજની પ્રિયા, તે અલ્પસંતાનિકા અને પતિપ્રિયા હતી. મન, વિચાર અને જ્ઞાનમાં મળતા-વાં હોવાથી આ સ્ત્રી ભરથારનું સજોડું હસમૂખી હાલત ભોગવવાને ભાગ્યશાલી બન્યું હતું. અરધી ઉમર ગયા પછી પટરાણીને પેટે જે ક-ન્યાએ જન્મ લીધો તેનું નામ પ્રેમગૌરી પાડયું. પુત્ર પુત્રીની અછતને લીધે પ્રેમગૌરી અપાર વહાલમાં ઉછરવા લાગી. પુરાં સાત વરસની થઈ નહીં તેટલામાં પ્રેમગૌરીને કેલવણી આપવાનું કામ શરૂ થયું. સુજ્ઞ મા-તાનું ઉમદા શિક્ષણ અને પોતાની તિવ્ર બુદ્ધિ, આ ઉંચા પ્રકારની કેળ-વણી પામવાના બંને સાધનો સરખાં હોવાથી બે વરસમાંતો પ્રેમગૌરી બાજંદી થઈ. કંઈ એકાએક ભયંકર રોગથી પ્રેમગૌરીની માતા—રાજ્યની પટરાણી અને વિજયસિંહ મહારાજની પ્રિયા હવે મરણ પામી. આખા રાજ્યમાં હાહાકાર વર્તાયો. દીવસે દીવસે રાજા શોકથી ખીન્ન થતો ચા-લ્યો અને બિચારી ગભરૂ પ્રેમગૌરી માતાના વિયોગે અપાર પિંડ પિડા પામી. પ્રેમગૌરી હા! તે બિચારી નિર્દોશ બાળા પોતાની નાની નાની બેહેનપણીઓમાં એક આંખે શ્રાવણ અને બીજી આંખે ભાદરવા માસના વરસાદની પેઠે આંસુઓ ગાળતી બોલતી હતી કે, "હું નભાઈ તો છું અને માતા વિનાની થઈ બેઠી." આટલા શબ્દોથી વાંચનાર અ-નુમાન કરી શકશે કે તે બાળાવસ્થામાં પણ ખચીત ડહાપણનો દરીઓ હતી. પ્રેમગૌરીની માતાના મરણનો શોક વિસારે પડયા પછી લોકોના આગ્રહથી અને નિર્વંશ રહી જવાની ધાસ્તીથી રાજા બીજી સ્ત્રી પરણ્યો. બીજી સ્ત્રી પરણ્યા છતાં તેના પુત્રી તરફના પુનીત પ્યારમાં લેશ માત્ર ફેરફાર થયો નહીં. પ્રેમગૌરીનો અભ્યાસ દીવસે દીવસે વધતો ચાલ્યો. પોતાનો સઘળો વખત સુનીતિના પુસ્તકો વાંચવામાં ગાળી તે સદા સં-તોષમાં રેહેતી હતી. હવે પ્રેમગૌરી ઉમર લાયક થઈ. આ વખતે રાજ-કુંવરીના પુરા લાડથી લગ્ન કરવાના કોડવડે રાજા ઉમંગી અને અધીરો

થઈ રહ્યો હતો, પણ અરે તે આનંદમયી સમયનો લેખ તેના લલાટમાં લખાયોં નહીં હતો. રાજ્યની કૃતઘ્ની રમત કહો કે ક્રુર ખટપટ કહો; નવી રાણીના પાપી પ્રપંચો માનો કે પ્રધાનજીની દુષ્ટ ચાલના સમજો; ધીરા વાંચનાર ! ગમે તે વિચારો અને સમજ પડે તે સમજો. પરંતુ હવે બિચારી પ્રેમગૌરીને આશા અને ઇચ્છિામાં ટળવળતી મૂકી સદાને માટે પ્રેમપુરના છત્રપતિએ રાજપાટ, નગર અને પુત્રી–પરિવારને આજે છેલી સલામ કરી વિદાયગિરી લીધી. રાજા મરણ પામ્યો અને રાજ રંડાયું. માબાપના વિરહથી ઝુરી મરતી પ્રેમગૌરીએ પાથરી મૂકેલી આશા આકાંક્ષાને હાલ તરતતો લપેટી લીધી. રાજાના મરણ પછી “ દમઢોલ ને માંહે પોલ ” ચાલવા માંડયું. “ ભલા ભાઇના બોલ તો કે, ભલે વાગે ઢોલ ” કહો જોઇએ વારૂ.—જ્યાં નહીં મળે દાદ ફરિઆદ ત્યાં નીતિ ટળે એ શો અપવાદ ! ” રાણીએ પડદામાં રહીને દુષ્ટ વાંછનાથી કામી પ્રધાનનું મનનો પ્રથમથીજ મેળવી લીધું હતું; જેથી રાજાના મરણ પછી પોતાની આણ મનાવવાને કશું વિઘ્ન નડયું નહીં. રાણી તખ્ત પર બીરાજી અને પ્રધાને રાજ્યમાં રણશીંગા વજડાવ્યા.

આ પ્રધાનનું નામ કામેંદ્ર છે. પોતે ત્રેપન વરસનો બુઢો છતાં હજુ વિષય–સ્વરૂપી રસીયો છે. તેની મતિ અને ગતિ વૃદ્ધાવસ્થાએ પણ કામવૃત્તિમાં અતી પ્રસિદ્ધ વૃદ્ધિ ભોગવે છે. તેની ડાહી સ્ત્રી થોડાંજ વરસ પેહેલાં બલભદ્ર નામના એકના એક જુવાન પુત્રને યોગ્ય ઉમરે વરાવી પરણાવી સઘળા કોડ પુરા કરીને મરણ પામી હતી. બલભદ્ર તથા તેની પ્રેમદા–ગુણસુંદરી મહા વિદ્વાન અને સદાચારી હોવાથી તેઓને સ્વર્ગનું સુખ ભોગવવાને જોકે કશી મણા રહેત નહીં, પરંતુ બાપની કુચાલરૂપ કટારી એ બાપડાંઓને નાહક રીબાવે છે. પ્રધાન કામેંદ્રજીએ સઘળું રાજપાટ વિધવા રાણીને સ્વાધિન કરી આપ્યું માટે એ બહાદુરીના અને પોતા ઉપરના પ્રેમના બદલામાં રાણીએ પ્રધાનને પસંદ પડતું ઇનામ આપવાનું કબૂલ કીધું. એમાં શું ! સઘળાં સમજે છે કે “ સુતારનું મન બાવળીઆમાં અને કુંભારનું મન માટીમાંજ ” હોય છે ! કામી પ્રધાને પેમગૌરીનું લગ્ન, પોતાની સાથે કરી આપવાની દુષ્ટ માંગણી કીધી તે નિર્દય રાણીએ સ્વિકારી. રાણી અને પ્રધાન સમજતા નહીં હતાં કે પ્રેમગૌરીએ પ્રેમરાય સાથે માનસિક વિવાહ કર્યો છે. પ્રેમ-

રાય પ્રેમપુરના એક શ્રીમંત વેપારીનો પુત્ર થાય. વિજયસિંહ મહારાજના વખતમાં પ્રેમગૌરીને અભ્યાસ કરાવનાર જે શિક્ષક હતો તે પ્રેમરાયનો પણ ગુરૂ થાય. ગુરૂ શિષ્યને અથાગ સ્નેહ હોવાથી તેઓ કવચિતજ જૂદા પડતા હતા. ગુરૂજીની સાથે પ્રેમરાય હમેશાં પ્રેમગૌરીના મંદીરમાં જતો હતો. લાંબા દીવસના અનુભવ વડે એક બીજાંની ચાલચલગત અને સદાચરણથી પ્રેમરાય અને પ્રેમગૌરી સારી રીતે વાકેફ થયાં. રૂપ, ગુણ અને સદ્‌વર્ત્તનમાં સરખાં હોવાથી પરસ્પર સ્નેહ વધતો ગયો. ત્યાર પછી તેઓએ પ્રેમમાંજ પ્રાણ પાથર્યો અને જીંદગીમાં સુખ દુ:ખના સાથી થઈ રેહેવાને મૂખ વચનના પાકા દસ્તાવેજથી બંને મજબૂત બંધાયા. દુષ્ટ પ્રધાનનો સુપુત્ર બલભદ્ર, તે પ્રેમરાયનો દીલોજાન દોસ્ત અને બલભદ્રની પ્રિયા—ગુણસુંદરી, તે પ્રેમગૌરીની સુજ્ઞ સખી થાય. પ્રેમરાય અને પ્રેમગૌરીએ પોતાના જોખમ ભર્યા ઝાહેર લગ્નનો સઘળો આધાર બલભદ્ર અને ગુણસુંદરી પર રાખ્યો હતો.

જે દીવસે રાણીએ તેની સાથે પ્રેમગૌરીના લગ્ન કરવાનું કબૂલ કીધું તે દીવસે કામેંદ્ર પ્રધાનના આનંદનો પાર રહ્યોજ નહીં. કામેંદ્ર પોતે પોતાના મનથી ઇંદ્રની બરોબરી કરવા લાગ્યો; તેનું ખાડાવાળું અને દાંત વિનાનું ડાચું આજે વારે ઘડીએ મલકાવા માંડયું; તેને મનતો આજે પૂર્વનો સૂર્ય, સોનેરી—સ્વરૂપે પશ્ચિમમાં ઉગ્યો! તેને મનતો આજે તે અક્ષય સુખ પામી ચુકયો; તેને મનતો આજે તે કદમના ઝાડ પર ચડેલા કૃષ્ણ સમાન થઈ ચુકયો! તેને મનતો આજે તેણે જુની આંખો વડે નવી દુનિઆં નિહાળી; તેને મનતો આજે તેણે કર્તવ્યગીરિના સિખરપર ચઢી મનુષ્યપણાની સઘળી ફરજો અદા કીધી; અને છેવટે તેને મનતો આજે તે, પોતે મૃત્યુ લોકમાં છતાં એકાએક પ્રભુપદ પામ્યો!! જે બનાવ બનવાને જેને સ્વપ્નામાં પણ સંભવ નહીં, નહીં ધાર્યું નિહાળવાને જેની દીર્ઘ દૃષ્ટિ નહીં, તેને તે મનમાનતું મળવાથી આવા અવસરે ધોળે દહાડે તારા દેખાય તેમાં શી નવાઈ?. આજનો દહાડો જોકે હમણા કામેંદ્ર પ્રધાનને પ્રિય અને પસંદ પડયો પણ અરે કોણ કહી શકશે કે તે બાપડી પ્રેમગૌરીને પીડાકારક થઈ પડશે નહીં?

પ્રેમપુરના દરબાર ગઢને ફરતો કિલ્લો હતો. દરબારગઢમાં માત્ર રાજ કુટુંબ અને પ્રધાનમંડલ રહેતું હતું. પ્રેમગૌરીનો પ્રેમબાગ પણ દર-

બ્રહ્મરગઢની અંદરજ હતો. રાણી આગળ પ્રેમગૌરીને વરવાનું નકી કરી બપોરના બાર વાગતે પ્રધાનજી પોતાને ઘેર પધાર્યા; ત્યાં એકીલા બલભદ્રને જોઇને આનંદથી પૂછયું.– "બેટા, ગુણસુંદરી કેમ જણાતા નથી?" "તેમના પિયરમાં ગયા છે, શું કંઇ અગત્ય છે બાપા? એકાએક તમે અત્યારે ક્યાંથી? દેખાઓ છો તો આજે કંઇ આ–આ–નં" હજી બલભદ્રનું બોલવું પુરૂં થયું નથી એટલામાં પ્રધાનજીએ તેનો હાથ પકડી વચ્ચે ઉતાવળે બોલવા માંડયું.— "જો સાંભળ; સઘળી રાજ્ય સતા આપણી છે અને રાજ્ય પણ આપણુંજ થશે; આજે ઠીક ઘાટ ઉતાર્યો છે; રાણીએ પણ વચન આપ્યું છે; કોને ખબર છે કાલની? તને પણ વખતે રાજ્ય સુદ્ધાં મળી જાય! બેટા બલભદ્ર ખુશી થા તું. નકી સમજ કે હવે પછી રાજ્યનો ખરો માલીક તું છે, પણ તે સઘળું પ્રેમગૌરીને પરણ્યા પછી હો!" "હેં, હેં! કોણ પરણે છે પ્રેમગૌરીને?" બલભદ્રે દુઃખાશ્ચર્યથી પૂછયું. "હું હું પરણું છું,– રાણીના રાજીપાથી બેટા!" એટલું બોલીને કામેંદ્ર ખડખડ હસી પડયો; પરંતુ તેનાં નિર્લજ વચનો બલભદ્રના હૃદયમાં ઝેરી બાણ સમાન વાગ્યા. પ્રેમરાયના અપાર સ્નેહથી, પ્રેમગૌરીની ભવિષ્ય ભાવનાથી અને ખરૂં પૂછાવો તો બાપની બુરી દાનતનાં બુરા બોલથી બલભદ્ર મહા ક્રોધાતુર થયો. તે થોડી વાર પણ મુંગે મોઢે બેસી શકયો નહીં. તેણે જડપથી પિતાના વિચાર વિરૂદ્ધ સખ્ત શબ્દમાં પ્રૉટેસ્ટ ઉડાવ્યો. "તમારીતો બુદ્ધિ ભ્રષ્ટ થઇ છે બાપા! છોકરાંને ઘેર છોકારા અને વૈભવમાં કશી મણા નહીં છતાં તમારા આ અસંતોષથી ખચીત તમે સકળ સૃષ્ટિનો ધિક્કાર ખેંચી લેશો. બોત ગઇને થોડી રહી છતાં અરે તમે આ શો ઉત્પાત આદર્યો છે? નફ્ટ થઇને નાચવાથી તમારા સફેદ વાળ શરમાશે નહીં શું? જન્મથીજ અકલની સાથે આડવૈર જણાવી જીવતર ઝેર કીધું, હવે તો જરા વિચાર રાખો? પ્રેમગૌરી પ્રાણ આપશે, કપાઈ મરશે, આ દુનિઆમાં હતી નહોતી થશે પણ તમારી સાથે લગ્ન કરી પોતાનો ભવ બગાડશે નહીં. એતો પ્રથમથીજ પ્રેમરાય સાથે વરી ચુકી છે; માટે સઘળી કુથલી જવાદો, અને અનર્થ નહીં આદરવાને મનપર અંકુશ રાખો." "મુંગો રહે મુરખા જીભ જરા ટુંકી કર; નાદાન, કમૂળ, પાજી હવે પતરાજીનો પાર આણ; સઘળું મેં જાણ્યું અને જોયું." કામેંદ્રે ગુસ્સાભેરી ધમકાવ્યો. બલભદ્રને બો

લતો અટકાવ્યો. "પ્રેમલો તે તારો નમાલો ભાઇબંધ કે બીજો ! પ્રેમગૌરી શીંગમાથી સડી હું ! અકલના બારદાન ! પ્રેમરાયના માનસિક લગ્નમાં તું ખાંતથી ખાંધીઓ થયો હઇશ કાં ? અરે બુડી મર બુડી; ઉદ્ધત છોકરા, તને જરા પણ વિચાર ન પહોંચ્યો ! તું પોતાનું ન સમજી શકયો ? તને પોતાનો ગોળ ચોરી ખાતાં ન આવડયો ?" બાપના ગુસાવાળા બોલનો જુસો જરા નરમ થયો, એટલે વળી બલભદ્રે ઉત્તર આપવાની હીંમત ચલાવી.— "બુઢાપણમાં આ તમારી નઠોર વર્તણુંક તમને નડશે અને તેના માઠા પરિણામ દુ:ખદાયક થઇ પડશે. સમજો રે સમજો, દુર્મતિથી તમે દંડાશો અને દુર્ગતિ પામશો. જો શુભ ચહાતા હોતો તોફાની તંત તજો, જૂઠી જીકર જવાયો અને દુરાગ્રહથી દૂર થાઓ. અરે બિચારી માબાપ વિનાની નિરાધાર બાળાની બાળપણમાંથીજ સુખ–બાજી સંકેલવા ધાર્યું છે કે શું ? જો પવિત્ર પ્રેમગૌરી ને સંતાપશો તો પથમ હુંજ પોતે તમારો પુત્ર ટળી ને શત્રુ થઇશ." આ સાંભળીને કામેંદ્ર રાતો પીળો થઇ ગયો અને તેના પગની અગ્નિ મસ્તકે પોંચી. તે મહા કોપથી રખેને ઉંડો ખોપ ખોદે, એવા વિચારથી બલભદ્ર ચિંતાતુર થયો. કામેંદ્ર ક્રોધથી સંતતીપરના કુદરતી સ્નેહને ભુલી ગયો. તેણે બલભદ્ર ઉપર છુટી છરી ફેંકી અને જમીનમાં જોરથી હાથની થાપ મારી તે કૂદી પડયો. "કમબખ્ત લે થા હવે તું શત્રુ." કામેંદ્ર ગુસામાં ને ગુસામાં નહીં બોલવાનું બોલતો રાજ મેહેલ તરફ ચાલતો થયો. "સારૂ થનાર કે જીવથી બચ્યો." બલભદ્રે ઝખમી થયેલા જમણાં હાથને પંપાળતા ઉદાસ મનથી વળી આગળ બોલવા માંડયું.— "મિત્રના અર્થને માટે કદાચ જાનની ખુવારી થાય તો બેહેતર, પરંતુ જ્યાં સુધી મારામાં ઓકિસજન વાયુનો વાસ છે ત્યાં સુધી હું અનર્થને ઉત્તેજન આપીશજ નહીં પ્રિયમિત્ર પ્રેમરાય ! ઓ ભ્રાતૃજાયા પ્રેમગૌરી ! લ્યો, સ્વિકારો આ પ્રાણ તમોને સમર્પણ છે." મિત્ર તરફની પવિત્ર પ્રેમી લાગણીથી બલભદ્ર અત્યાતુર ત્વેષી થયો. થોડી વારે ઝખમી હાથને પાટો વગેરે બાંધી– ઠીકઠાક કરી તે પ્રેમરાયના ઘર તરફ ચાલતો થયો.

આજે કામેંદ્ર પ્રધાને રાણીના કાન ભંભેરી મહાધંધ મચાવી દીધો. પ્રેમરાય અને પ્રેમગૌરીનો છુપો ભેદ આજે પ્રેમપુરમાં પ્રસિદ્ધ થયો રાણી ક્રોધાગ્નિથી તપીને લાલચોળ થઇ ગઇ. પ્રેમરાયને પકડી મંગાવવા-

નો હુકમ કીધો, તે સાથે તેના બાપને પણ બોલાવી લાવવાને સિપાઇને ફરમાશ આપી. બલભદ્રે આગળથીજ પ્રેમરાયને ત્યાં જઇને તેને સઘળાં વૃતાંતથી વાકેફ કરી ચેતવણી આપી હતી. થોડીવાર પછી પ્રેમરાય અને તેનો બાપ દરબારગઢમાં દાખલ થયા. અહીં બલભદ્રતો પ્રથમથીજ આવી પહોચ્યો હતો. આજે રાણીનું પણ "આંખે મોઢને કલાલે લેખુ જાતે દહાડે કંઇ ન દેખ્યું" એ પ્રમાણે થયું. "ઠોંટનો વળી ઉધારો શો?" "તાપ આવ્યો ને ટપ મૂઓ" એ કેહેવતો પ્રમાણે રાણીએ આ ગોંધળનો જલદીથી નીકાલ કીધો. તેણે પ્રેમરાય તથા તેના પિતા તરફ ક્રોધી નયનો ફુરકાવ્યાં; તેની ગુસાભરી ગર્જનાથી આખું દીવાનખાનું ગાજી ઉઠયું; તેના નાજુક પણ છકેલ હાથ પગોએ બેહદ ઉછળવા માંડયુ· તેની ઝેરી જીભલડીએ માની લીધેલા અપરાધીપર કઠોર શબ્દના ગેબી ગોળા ગબડાવી પાડયા. "તારા નાદાન પ્રેમલાએ જે દેવ દેહરાંને તજી હનુમાનજીની છેડતી કીધી છે, તે બુરાને કાજે! રાજવંશી જનાનાને એબ લગાડવાની કોશીસ કરનાર આ કાળદાસીયા પ્રેમરાયને સખ્ત શિક્ષા કરતાં મને કમકમાટી વછુટે છે. એ હજુ કાચી બુદ્ધિનો અજ્ઞાન બાળક છે, માટે તે ઉપર નજર રાખી માત્ર ત્રણ વરસ સુધી તેને દેશપાર રેહેવાનો હુકમ કરૂં છું. તેને માત્ર આવતી કાલનો એકજ દહાડો પુરમાં રહેવાની પરવાનગી છે." એટલું બોલી રાણીએ પ્રેમરાય તથા તેના પિતાને રજા આપી. ત્યાર પછી બલભદ્રને બેહદ ઠપકો આપ્યો. "**સુનતા હૈ સબ પણ કરનેકા મરજી માફક.**" બલભદ્રે એક કાનથી સાંભળયું અને બીજા કાનથી બહાર કાહાઢયું! થોડો વખત વીત્યા બાદ તે ત્યાંથી ઉઠીને ચુપ ચુપ ચાલતો થયો અને પ્રેમરાયને ઘેર જઇ પહોંચ્યો.

પ્રેમરાયના ઘેરમાં આજે મહા કળાહોળ થઇ રહ્યો. પુત્રના થનાર વિયોગથી તેની વહાલી માતાએ છાતી ફાટ રૂદન કરવા માંડયું. અને તેના પિતાની ચક્ષ્મોમાંથી ચોધારાં આંસુઓ ચાલી નીકળ્યાં. શાણા પ્રેમરાયે મીઠાં વચનોમાં દીલાસો આપી માતા પિતાને શાંત કીધા. બલભદ્રે ઓરડામાં દાખલ થતાંવાર પ્રેમરાયને કોટી કરી અસહ્ય કલ્પાંત કરી મુક્યું; પછી થોડો વખત બંને જણાએ ગુજરેલી ખટપટની કુથલી કીધા બાદ પ્રેમરાય પ્રેમગૌરીપર પત્ર લખવામાં રોકાયો. ધ્રુજતી લેખણથી પત્રતો પૂરો લખી કહાડયો પરંતુ તે ફરી વાંચવાને તેનું મૃદુ મન મુંજાયું

વિરહના શોકથી તેની આગળની હોંશ અત્યારે નિમકહરામ થઇ, અને થનાર વિયોગની ઉદાસીથી આજે તેનો સર્વ ઉમંગ અંધો થયો. બલભદ્રે પ્રેમરાયના હાથમાંથી પત્ર ઉપકી લીધો અને નીચે પ્રમાણે મનમાં વાંચવું શરૂ કીધું.

"પ્રેમાળ પ્રિય પ્રેમગૌરી! એમાં મારો એકે ઇલાજ રહ્યો નથી. હું જાણું છું કે તું વાંચીનેજ બેભાન થઇશ. થનાર વિયોગના મૂળમાંજ આપણું કાળચક્ર આજે ક્રોધથી કૃતઘ્ન થયું છે, માટે કાયર થઇ તેમાં તું અકળાઇ મરીશ નહીં. આપણી કઠણાંઇને લીધે છુપા ભેદનું શરૂ કીધેલું ચણતર આજે પાયામાંથીજ પડી ભાગ્યું છે, પણ તેથી તું બહાવરી બનીશ નહીં. બળભદ્રના બુઢા બાપ સાથે તારા લગ્ન કરવાનો આજે રાણીનો બુરો બેત જણાઇ આવ્યો છે; મારૂં તો થનાર થઇ ચુક્યું પણ અરે પ્રિય કોણ જાણે હવે તારૂં શું થશે! મારી અને તારી લાગણીને લીધે બલભદ્રે ધિક્કાર યુક્ત કર્મથી વેગળા રેહેવાને સખ્ત શબ્દમાં શિખામણ આપવા જતાં, બાપપણું બુડાડી કામેંદ્રે ક્રોધથી શત્રુ રૂપે છુટી છરી ફેંકી જેથી આજે બળભદ્ર ઝખમી થયો છે. કામેંદ્રે રાણી પાસે કદાચ એકની અનેક વાત કરી હશે, પણ પરિણામે રાણીએ મને ત્રણ વરસ દેશપાર રેહેવાની સખ્ત શિક્ષા કરી છે, પ્યારી! પરમ દહાડે પરોઢીયામાં હું પરદેશ જઇશ. ઇચ્છું છું, ઓ. માયાળુ! માત્ર તારો એકજ વખત મેળાપ–પછી શાંતિ! લી૦ તારો પ્રેમી હું પ્રેમ." બલભદ્ર પાસેથી પત્ર લઇને પ્રેમરાયે પડખીડીયામાં બીડી પોતાના વિશ્વાસુ નોકર સાથે પ્રેમબાગમાં પ્રેમગૌરીને મોકલાવી આપ્યો અને સાંજના સાડાપાંચ વાગતા પછી બને મિત્રો બહાર ફરવા નીકળ્યા.

પરમ દહાડે પ્રેમરાયનો વિયોગ થનાર છે, એવી જો પ્રેમગૌરીને પ્રથમથી ખબર હતે તો તે બિચારી આજે બાગમાં ફરતી ફરતી પરમ દહાડાના પેહેલા પહોરમાં વરવાનો નિશ્ચય કરતજ નહીં! જે દહાડો પ્રેમગૌરીએ મંગળ માની મુકયો, તેજ દહાડો અરે તે બાપડીને દુઃખદાયક થઇ પડયો. વહાલા વાંચનાર આપ યાદ કરો– ( પ્રેમરાયનો પત્ર પહોંચ્યા પછી તે વાંચીનેજ પ્રેમગૌરી બેભાન થઇ ગઇ અને ગુણસુંદરીએ તેની સારવાર લીધી. થોડો વખત ગયા પછી ભારે ગુસામાં રાણી ત્યાં દાખલ થઇ અને પ્રેમગૌરીને લેઇ ચાલતી થઇ.) આ સર્વ આપ વાંચી ગયા છો.

પ્રેમગૌરીએ ભોંયતલીએના દીવાનખાનામાં ફેંકી દીધેલો પત્ર ગુણસુંદરી પાછો ત્યાં લેવા આવી અને પત્ર વાંચીને તે મહા ખેદ પામી. પ્રેમરાય અને બલભદ્ર ફરતા ફરતા કટલાક મિત્રોનો મેળાપ કીધા પછી તેઓ બંને બલભદ્રને ઘેર આવ્યા. પ્રેમરાયને ઘેરમાં બેસાડી ગુણસુંદરીના શોધ ને માટે બલભદ્ર પ્રેમગૌરીના મંદીરમાં ગયો અને ત્યાંથી ગુણસુંદરીને લેઇને તે થોડા વખતમાં પાછો આવ્યો. ગુણસુંદરી પ્રેમરાયને જોઇને અત્યાનંદ પામી અને પાપણે પ્રેમના પાણી આણી હર્ષથી તેના ઓવારણા લીધા.— "પ્રેમગૌરીનો મેળાપ કેમ અને કયારે કરવો ?" આ સવાલનું નિરાકરણ કરી પ્રેમરાય મોડી રાતના પોતાને ઘેર ગયો.

બીજું તો રહ્યું પણ અરે પ્રેમગૌરીનું શું થયું હશે? વાહાલા વાંચનાર! તે તરફ વળવાની હવે તમારી લલુતા હોય તો એકાગ્ર ચિતે આગળ વાંચવું શરૂ કરો! પ્રેમબાગમાંથી લઇ જઇ રાણીએ પ્રેમગૌરીને પોતાની બેઠકમાં બેસાડી. મોટી મોટી આશાઓ આપી—ફોસલાવી પટાવી પ્રધાન સાથે લગ્ન કરવાની ખુશી ઉત્પન્ન કરવા સારૂ રાણીએ અનેક ઉપાયો યોજ્યા પણ તે સઘળું ફોકટ ગયું ! પ્રેમગૌરીની—ના—બોલેલી જીભ ફરી—હા—ઉચરવાને અસમર્થ જણાઇ આવવાથી "ખાલી ફાફાં ખાંડવા શા અર્થના ?" એમ સમજી રાણીએ હાલ તરત સઘળી ચોવટ માંડાવાલી. ભોજન કરવાના સમયની સૂચના થવાથી પ્રેમગૌરીને ભોજન ગૃહમલઇ જઇ અન્ન આરોગવા સારૂ રાણીએ અત્યાગ્રહથી પોતાની પાસે બેસાડી. "મને શરીરે ચેન નથી, અને જમવાની કંઇ રૂચી નથી." એટલું બોલીને પ્રેમગૌરી પાટલેથી ઉઠી નીકળી. પોતે જમી રહ્યા પછી રાણીએ પ્રેમગૌરીની દાસીને એકાંતમાં બોલાવી પ્રેમગૌરીની ચોકસી રાખવા સખ્ત શબ્દથી ભલામણ કરી પછી રાતના આગીયારવાગતે દાસીને તથા પ્રેમગૌરીને ઉંઘવા જવાની આજ્ઞા આપી. આજે પ્રેમગૌરીએ અન્ન પાણી તો તજ્યું પરંતુ તે સાથે નિદ્રાનો પણ ત્યાગ કર્યો. તેણે પોતાના પ્રેમબાગના બંગલામાં જઇને તુરત ધ્રુસકે ધ્રુસકે રડવા માંડયું. તેની ડાહી દાસીએ ધીરજ આપી તેને સજ્યા ઉપર સુવાડી પણ ઉંઘ આવે નહીં; પલંગપર તે અહીં તહીં લોટવા લાગી અને નિસાસા સાથે બહુ બગાસા ખાવા માંડી પ્રેમગૌરીને પાછલી રાત્રીએ નહીં સરખી જરા જોપ આવીતો ખરી પરંતુ કાચી નિદ્રામાં બિચારી સ્વપ્ન-સ્વાધીન થઇ પડી. ઘડીમાં તે પ્રેમ-

રાયને પ્યારથી ચુંબન લીધા સરખું કરી હાસ્યમાં કલ્લોલ કરે અને ઘડીમાં બિછૂટા પડવાની કલ્પના કરી અતી કલ્પાંત કરી મૂકે! ઘડીમાં તે પોતાની સાવકી માતાને શ્રાપ આપે અને ઘડીમાં પાપી પ્રધાનનું પીટણું પોકારે! આવી દુઃખદાયક સ્થિતિમાં તેણે આજની અંધારી રાત પૂરી કીધી. બીજે દહાડે સવારમાં ગુણ સુંદરીએ અહીં પ્રેમગૌરી પાસે આવી કહ્યું કે "જરૂર આજે રાતના અહીં તને પ્રેમરાય મળવા આવશે." "હેં બેહેન, ખની!! મળો, માત્ર તમે આજનાન પરોણોછો પ્રિયતમ!" પ્રેમગૌરી ધીમે સાદે બોલતાં મહાકષ્ટ પામી.

---

## પ્રકરણ બીજું:

### સ્થળ પ્રેમરાયનું ઘર અને પછીથી પ્રેમગૌરીનો પ્રેમબાગ.

પ્રિય વાંચનાર! આજે દુખીયારી પ્રેમગૌરીની ભેટ લઈ આવતી કાલે તો પ્રેમરાયને પરદેશ સીધાવવાનું છે. જ્યારે મરઘાની પ્રથમ ગર્જના સુચવતી હતી કે સકળ સૃષ્ટીના નિશાના અમલનો હજુ તો એક પ્રહર બાકી છે; નિત નિત જન્મ પામતી રજનીની પાછલી જીંદગીના ચારથી પાંચ ટકોરા થયા ન હોતા, ત્યારનો આ પ્રેમતપેશ્વરી પોતાના ઘેરની પરશાળમાં આમથી તેમ ફરે છે. જુઓ, માત્ર એકજ દીવસમાં તેની કાંતિમયી કાયા કરમાઇ ગઇ. તેની નરમાશ ભરેલી પણ લાલચોળ આંખો કહી બતાવે છે કે તે પોતે તર્ક વિતર્કથી આજની વેરણ રાતમાં નિદ્રાદેવીને મુદલ નમસ્કાર કરવા પામ્યો નથી. પ્રેમરાય હજુ દુઃખદાવાનળથી હૃદય ભેદક ઊંડા નિસાસા નાંખે છે, એપરથીજ સમજો કે તેને વિચાર વાયુનો બુરો રોગ લાગુ પડયો છે. તેના શુષ્ક ગાલપર પડેલા ડાઘ, ઊંઘમાં મુખથી ગળેલી લાળના ન હોય, પણ સંતાપથી ચક્ષુ વાટે વહેલાં રૂધિરના છે. પ્રેમરાયે આશરે દોઢોડ કલાક મનોવિકારમાં મચી રહી એમને એમ પૂર્ણ કીધું અને પછી પરશાળની પાયરીપર બેઠો. તેનું અંતઃકરણ આક્રંદ કરવા લાગ્યું અને વળી શ્વાસોચ્છવાસ ચાલુ થયો-થોડો વખત સ્તબ્ધ રહ્યા પછી બંને હાથે જાણે તે વિરહ દુઃખ માળાના મણિકા ફેરવતો હોય એવા ચૈનચાળા કરવા લાગ્યો. અનુભવેંદ્રિથી તે-

ની નજર સામે પ્રેમગૌરી તરી નીકળી. ભ્રમનામાં પ્રેમગૌરીને જોવા ભેટ-વા જાય છે તેવોજ પાયરીની એકાદ પગથી ચુકી જવાથી આ પ્રેમઘેલો-પ્રેમરાય છેક નીચે ગબડી પડયો. શુદ્ધીમાં પણ પ્રેમના ઉભરાથી વાચા-નિગ્રહને તેની જોરાવર જીભ વારંમવાર સતાવતી હતી, એટલાજ માટે કદાચ બેશુદ્ધપણામાં તેણે જીભને બે દાંતથી કચરી નાખી હશે કે કોણ જાણે! પરંતુ તેના મ્હોમાં લોહી લોહાણુ થઈ રહ્યું. ઊંધે ધુટણીએ ભુંડી-મેળે પડવાથી તેના ડાબા પગમાં રગત્રગ થઈ અને કપાળમાં બે ત્રણ ગડા (ઢીમણા) ઉઠી આવ્યાં પ્રેમરાય પડયો તે વખતનો ધબકારો સાં-ભળીને તેનાં માબાપ દોડી આવ્યાં. બાપે તેને બેઠો કીધો અને માતા પોતાના છાલના છેડા વડે તેનું લોહી વાળું મૂખડું લુછી નાંખી આશિ-ર્વાદ આપતાં બિચારી ગળગળી થઈ ગઈ. પિતાશ્રીએ સુબોધ વચનો કહ્યા પછી તેઓ સર્વ ઉપરના દીવાનખાનામાં ગયા. દાતણ પાણી કરી ચા પીધા પછી પ્રેમરાયને આવતી કાલે વળાવવા માટે સર્વ તૈયારી ચાલ-વા માંડી સામાન–સુમાન બાંધવો તથા કુટુંબ મિત્રો મળવા આવે તેની સાથે વાતચીત કરવી, વગેરે બાબતોથી પરવારી આશરે બપોરના બે વાગ્યા પછી પ્રેમરાય પોતાના ખાનગી ઓરડામાં બળભદ્રની રાહ જોતો એક ખુરસી ઉપર બેઠો. વિચારમાંને વિચારમાં પોણોએક કલાક વિત્યા બાદ "અરે હજુ બળભદ્રતો આવ્યો નહીં, ચલ જીવ હજી ઘણું કામ છે; સાથે લેવાના પુસ્તકો બાંધી લઊં એટલામાં તો તે આવશે" આટ-લું મુંગે મ્હોડે બરબડીને, પાસેના ટેબલપર પડેલા પુસ્તકો તરફ નજર ફેરવી પ્રેમરાય ઉભો થયો. પુસ્તકો તપાસતા ટેબલપરથી તેણે એક કા-ગળ ઉચકયો, તે પુરો વાંચ્યો કે ન વાંચ્યો તે પ્રભુ જાણે! પરંતુ તે પાછો ટેબલપર મૂકીનેજ ભોંય તલીયે સીધો સુઇ ગયો. વહાલા વાં-ચનાર! વળી બાપડાની વિપરીત દશા થઈ. સમજી ન શકાય એવું તે કાલું બોબડું બોલવા લાગ્યો. તેના લાલચોળ ડોળાઓ સ્થિર ભયાનક ભાસવા માંડયા. તે બેભાન અવસ્થામાં હાથ પગ હલાવતો અને માથું પછાડતો પીડાની પથારીમાં સુતો છે એટલામાં બળભદ્ર ત્યાં દાખલ થયો. બળભદ્રે દીલાસો આપી સાવધ કીધા પછી પ્રેમરાયને તેના પિતાએ જોડના ઓરડામાં બોલાવી લીધો. "અરે વળી બૈરાંઓ ગરબા ગાય એવા રાગનું આ શું! બળભદ્રે પેલો પત્ર હાથમાં લઇને અચરતીથી સ્થિર હોઠે વાંચવા માંડયું.——

**સ્થિર ઠરીને કોઈ આ ઠામ, રે નથી રે'વાનું-એ રાગ.**

સ્નેહ સજીને ચતુર સુજાણુ, રે સુખ છે શાનું?
છે સ્નેહીને સહુ સ્થાન, સંકટ સે'વાનું.
સુખ વૈભવ સંસાર તજીને, કૈક થયા વેરાગીરે;
રખડયા રાય લંગોટ સજીને, રાજ પાટસૌ ત્યાગી,—સંકટ સે'વાનું; સ્નેહ૦
શત્રુવટ સઘળાંની સાથે, જીવ ન રહેશે લ્હેરીરે;
કદાચ ગરદન કાપે હાથે, પ્રેમ પાશ છે ઝેરી,—સંકટ સે'વાનું; સ્નેહ૦
દુઃખ દાયક વનવાસ વેઠશે, મોત માગશે મ્હોંથીરે;
પ્રેમ વિજોગી વલખી મરશે, નિજ પ્રેમીને શોધી–સંકટ સે'વાનું; સ્નેહ૦
સૂખ સ્વપ્નમાં જરા ન મળશે, ટળશે નિદ્રા શાંતિરે;
તર્ક વિતર્કથી કાયા ઝળશે, ભીતર ભેદે ભ્રાંતિ—સંકટ સે'વાનું; સ્નેહ૦
મોટી મુજવણુ છોટી વાતે, ખોટી ખ્યાલી ઝુંટીરે;
હણે હિત પોતાનું હાથે, પીડે પીંડ પનોતી—સંકટ સે'વાનું; સ્નેહ૦
છે સ્નેહીને સહુ સ્થાન, સંકટ સે'વાનું;
સ્નેહ સજીને ચતુર સુજાણુ, રે સુખ છે શાનું?

પત્ર પુરો વાંચી રહ્યા પછી "બેશક આ કવિતા વાચીનેજ પ્રેમરાય કષ્ટ પામ્યો હશે. પ્રેમરાયને ઘેલછા પમાડનાર આ પત્રજ હોવો જોઇએ." એવા કંઈ બળભદ્ર વિચાર કરેછે, એટલામાં પ્રેમરાયની બેહેન દુર્ગાગૌરી ઓરડામાં દાખલ થઇ હાંફળી ફાંફળી ચારે ખુણામાં સરવે શોધી વળી અને ટેબલપરના સઘળાં પુસ્તકો ઉથલાવી જોયાં પછી બલભદ્ર તરફ નજર કરી "હા, એજ ભાઈ તે આપો! કાલે મારી એક બેહેનપણી અહીં વીસરી ગઇ હતી. જો પ્રેમરાય વાંચશે તો તેની ઉશ્કેરાયલી લાગણી કદાચ તેને દુઃખ આપશે વધારે." એમ બોલીને બળભંદ્રના હાથમાંથી તે પત્ર લઇને દુર્ગાગૌરી ચાલતી થઈ. થોડી વારે પ્રેમરાય આવ્યા પછી બંને મિત્રોએ વાતચીતમાં ઘણો વખત ગુજાર્યો. છેલે બળભદ્રે કહ્યું,– "પ્રેમગૌરી આજે આઠ વાગતાની અંદર જમીને પોતાના બંગલામાં તારી રાહ જોતી બેસશે અને સાડા સાતતો થઇ ગયા; માટે તું જલદી જમી લે, એટલે માતા પિતાની રજા લઇને આપણે જઇએ" પ્રેમરાય જમવા ઉઠયે અને બલભદ્ર ત્યાં એકીલો બેસી રહ્યો. પ્રેમરાયે જમી રહ્યા પછી "મારા

મિત્રોને ત્યાં મળવા જાઉં છું તે મોડો આવીશ" એવા બહાનાથી માતા પાસે રજા માગી તે તથા બલભદ્ર પ્રેમગૌરીના મેહેલ તરફ ચાલતા થયા.

પ્રેમરાયને છુપે રસ્તેથી પ્રેમબાગમાં દાખલ કરીને બળભદ્ર પોતાને ઘેર ગયો. પ્રેમગૌરી રાહ જોતી અગાશીમાં ઉભી હતી. પ્રેમરાય ભોંયતળીઆના દીવાનખાનામાંથી ઉપરનો દાદરો ચઢવા માંડયો પરંતુ તેની એક એક પગથી ચઢવી તેને મહા પીડાકારક થઈ પડી "આ મેળાપ આનંદનો નહીં પણ આપદાનો—અરે તેને અને મને મહા દુઃખદાયક થઇ પડશે." એવા વિચારમાં તે મહા મુશ્કેલીથી ઉપર જઇ પહોંચ્યો. પ્રેમગૌરીએ થોડી વાર તો એકી નજરે રોઝની માફક તેના સામું જોયાં કીધું અને પછીથી એકદમ તેને ભેટી પડી. આ વખતે તેની મુખમુદ્રા દયા ઉપજાવનાર થઇ પડી, માથાના વાળ છુટા વિખરાઇ ગયા અને તેના ગાલની લાલી અશ્રુ ધારાથી છવાઇ રહી. પ્રેમગૌરીનું વીલું મુખડું નીહાલીને પ્રેમરાયની મનોર્મિઓએ માઝા મુકી. તેની પ્રેમાતુર લાગણીઓએ સાન ભાન સઘળું ભુલાવ્યું. તેઓની આ ભેટ વિચિત્ર અરે હાં, મડાંગાંઠ થઇ પડી. તેઓ બંને મનથી તો બંધાયા હતા પરંતુ આજે તનથી મજબુત ઝકડાયા. આ પ્રેમી જોડું ચાર પગે સ્થિર ઉભા રેહેવાને હમણા અશક્ત થયું. અરે તેઓ બંને મુર્છાથી ધબ દઇને પછડાઇ પડયા, પરંતુ પ્રેમ પરિબળથી છુટા થઈ શકયા નહીં. પ્રેમગૌરીની દાસી આ બનાવ જોઇને પ્રથમતો ચકિત થઇને ગાભરી બની ગઇ પરંતુ પછીથી હીમત રાખી આ પ્રેમાનુજીવી જોડની સારવાર કરવા લાગી. થોડી વારે એકાએક ઝબકીને પ્રેમરાય શુદ્ધિમાં આવ્યો; "અરે આ મેં શું આદર્યુ છે! હું આ શું જોઉં છું! પ્યારી તારી આ શી દુર્ગતિ! ઉઠ, ધીર ધર; જીવતાં હઇશું તો કોઇ પણ દહાડે આપણી ઇચ્છા સફળ થશે, વખત પોતાનું કામ કર્યો જાય છે. કદાચ મનની મનમાં રહેશે તો પરિતાપથી આપણી અવગતિ પણ થાય. તું શાહાણી છતાં સંતાપ પામી સંતાપે છે કા?" પ્રેમરાયે બોલતાં બોલતાં ચુંબન લઇને પ્રેમગૌરીના ગાલપરથી ઉષ્ણ આંસુડાં ચુસી લીધા અને તેનાથી છુટો થયો. "આજે સવારનાં તમે સીધાવશો? હા, હું સાથે આવીશ નાથ." એટલું બોલીને પ્રેમગૌરી પાછી પ્રેમરાયને વળગી પડી. કેટલોક ઉપદેષ આપીને પ્રેમરાયે

પ્રેમગૌરીના મનનું સમાધાન કર્યા પછી તેઓ બંને નિસ્પૃડી વાતચીત કરવામાં લાગી રહ્યાં. પ્રેમરાયે પરદેશમાં શી રીતે રહેવું અને પ્રેમગૌરીએ અહીં શી રીતે દીવસો ગુજારવા વગેરે બાબતો વિશે પરસ્પર સલાહ આપતાં લેતાં પાછલી રાતના પાંચથી સાડાપાંચ વાગવા આવ્યા. હવે ઘેર જવાની કાળજી થવાથી પ્રેમરાય બોલ્યો.—' પ્રિયા, તું સદા સુખી રહે; હવે વખત થયો માટે હું જાઊં છું.

પ્રેમગૌરી.—(તેને વળગી પડીને) મારૂં એટલું પણ સાંભળશો નહીં કે? હજુ વહાણું વહાવાને ઘણો વખત છે; આ શબ્દ પ્રભાત કાળમાં ગાનારા ચંડોલ પક્ષીનો નહીં પણ બુલબુલ પક્ષીનો છે, માટે કશી ભીતિ જેવું નથી.

પ્રેમરાય.—નહીં; પ્રિયે, તે ચંડોલ પક્ષીજ બોલે છે? સખે, જો દીશા કેવી ઉજળી દેખાય છે તે? સૂર્યનો કોજળ પ્રકાશ સુદ્ધાં પૂર્વ દીશાના વાદળામાં ઝલકવા લાગ્યો અને તારાઓનું તેજ ઝાંખુ ઝપટ થયું; તને તજીને જવું મને મુદ્દલ ગમતું નથી : મારા અકેક પગ સો મણ વજનના થયા છે, તેથી તે મારાથી ઉપાડી શકાતા નથી પરંતુ કરૂં શું? ઇલાજ નહીં; મારે જવુંજ જોઇએ. પ્રાણવલ્લભે, છોડ છોડ હવે મને! હું જીવતો રહું એવી જો તારી ઇચ્છા હોય તો મને છોડ! (પ્રેમગૌરીએ તેના ખભા પર માથું ટેકાવીને રડવા માંડયું,) જીવલગે, એવો કેમ વારૂ દુરાગ્રહ ધરે છે? સુજ્ઞ થા. (રૂમાલથી પ્રેમગૌરીની આંખો લુછીને) માત્ર થોડા દીવસ ધીરધર! આદીવસોનો નાશ થઇ, જો ઇશ્વર કરશે તો જલદીથી સુખના દીવસો સાંપડશે! જવા દે જવા, હવે મને! પ્રાણ સખે! વિલાપ ન કર! થોડાજ દીવસમાં હું તને પાછો મળી શકીશ! હં છોડ જોઊં!!

પ્રેમગૌરી.—પ્રાણનાથ, નહીં રે નહીં! મારાથી આપને છોડી શકાશે નહીં! સ્વામી, આપના વિના મને અકેક પળ એક એક વરસ પ્રમાણે થઈ પડશે. આ દીન દાસીનો અંગિકાર કર્યા પછી તેની સંભાળ રાખવી આપના હાથમાં છે; આપ વિના હું નિરાધાર પણ અરે આપ પરદેશમાં કોણ જાણે કેવી હાલતમાં હશો! ઓ પ્રભુ, એને હવે તારે સ્વાધિન કરૂં છું, તેના સંકટ અને સંતાપને દુર કરજે! (પ્રેમરાયના ગળામાંથી હાથ છોડીને) પ્રાણના–આ–આ–થ, હવે મ–અ–ને–એમ નો–ઓ–ધારી મુકી આ–આ–પ–જ–અ–શો–ના?

**પ્રેમરાય.**—એવો દુઃખદાયક શબ્દ પ્રહાર નકર પ્રિયા, મને તે બાણ સમાન વાગેછે. તારૂં દુઃખ જોઇને મારૂં દીલ અધિક દુખાય છે! પણ શું કરૂં, અત્યારે હર ઉપાય હારી ચુક્યો છું! (ગભરાઇને) જો જો, હવેતો છેક સવાર થયું! પ્રાણવલ્લભા, જો વારૂ; રડી રડીને તારા નેત્ર કેવાં સૂઝી ગયાં? હવે રડવું આટોપ, અને મને રજા આપ; અરે માત્ર "જા" એટલુંજ મૂખથી ઉચ્ચાર!

**પ્રેમગૌરી.**—મને બીજા હજારો શબ્દો બોલવાનું કહો, પણ "જા" એ શબ્દ બોલવાનું ન કહો, ન કહો! પ્રાણેશ્વરા, આ પાપિણી પ્રેમગૌરી બળીને ભસ્મ થાઓ કારણ તે આપને દુઃખ સમુદ્રમાં ડુબાડનાર થઈ પડી છે! અત્યારે હું આપના સર્વ સુખની શત્રુ થઇ છું, એટલાજ માટે મારો ઘાત કરીને જાઓ! આપને હસ્તે મોત થવાથી હું સ્વર્ગમાં આનંદ પામીશ!

**પ્રેમરાય.**—હાય હાય! પ્રિયે, કેટલું નિષ્ઠુર આ ભાષણ? આ ભાષણ ખેદરૂપ ખડકો સાથે અથડાઇને મારા ચિતસાગરનું ધૈર્ય નાવિકા નષ્ટ પામવાનો સંભવ છે! પણ તું શાહાણી છતાં અરે તેની બિલકુલ કાળજી કાં કરતી નથી? વ્હાલી, માત્ર હવે મને જવાદે અહીંથી!

**પ્રેમગૌરી.**—( મોટેથી રડીને ) સ્વામિરાજ, હવે મારો અને આપનો મેળાપ કોણ જાણે કયારે થશે! આપના વિના મને ક્ષણ માત્ર ચેન પડશેજ નહીં! અરે ઈશ્વર, સંભાળ તું તેને! અહો દીનબંધુ! સૌભાગ્ય રાખ તારી દીન કન્યાનું!

**પ્રેમરાય.**—અરે, "જા" એમતો તુ કહીશજ નહીં.—રાજીપાથી રજા આપીજ નહીં, પરંતુ મારે જવું જોઇએ! વિયોગ દુઃખનો અંત હું ગયા પછી ઇશ્વર લાવશે!

ચુંબન લઈ મહા કષ્ટથી પ્રેમગૌરીને તજીને પ્રેમરાય ચાલતો થયો. પ્રેમગૌરી મૂર્છા ખાઇ ઢળી પડી અને બેભાનપણામાં બકવા લાગી "ગયા રે, પ્રાણનાથ ગયા! અસ્ત થયો, રે મારો પ્રેમ શશી અસ્ત થયો? ગુમાવ્યો, રે મારૂં સતેજત્વ કાયમ રાખનાર ચંદ્ર મેં ગુમાવ્યો! ઇશ્વરે આપ્યો ને ઇશ્વરે પાછો લીધો! પ્યારા હવે આ દોહીલા દહાડા શી રીતે કહાડવા? મારો પ્રભુજ વાંકો થયો, તો હવે પ્રાણ રાખીને કરવું શું!

આ અલંકાર પણ શા માટે જોઇએ ? ( પોતાનો અમૂલ્ય મોતીનો હાર તોડીને ફેંકી દે છે અને જરા શુદ્ધિમાં આવીને ) ઓ દાસી !

દાસી.—બાઈ સાહેબ, પણ આ શું ?

પ્રેમગૌરી.—ગયા રે ગયા, પ્રાણનાથ ગયા ! મારૂં ખરૂં ભુષણ દુર થયું ! ગયો રે ગયો મારો પ્રાણ ગયો ! પ્રાણનાથ, પ્રાણ સખ્યા, પ્રાણ પ્યારા, મનમોહના. જીવનહાર, અરે આપનું ત્યાં શું થશે ? આપના દીવસો કેમ જશે ? ઓયરે, આ શો અવસર !

પ્રિય વાંચનાર ! બિચારી પ્રેમગૌરી વળી બેભાન થઈ ગઈ. અરે આ વખતે તો તે બોલતી પણ બંધ થઈ. "પ્રેમે પ્રેમીનું પડશે પ્રાણ" એ પ્રમાણે આજે આપણે નજરે નજર નીહાળીએ છીએ. દાસી પ્રેમગૌરીની પાસે બેસીને ધીમો પવન ઢાળતા ધીર વચન આપવા લાગી. "બાઈ સાહેબ, આમ બાહાવરાં બનવું એ તમારી ચતુરાઇને ન છાજે. હાથે કરીને મોત માગી લેનારા માણસો ઇશ્વરની કૃપાથી પતીત થઇ દુર્ગતિ પામે છે, એ તમે સમજતા નથી શું ? પ્રભુ પ્રભુ કરો, એનાએ પ્રેમરાય, પાછા તમોને મળશે અને પછી સર્વ દુઃખ વિસારીને અધિક આનંદ પામશો. ભાવિ બળવાન છે એમ માનીને હાલ અંતઃકરણ કઠણ રાખવું જોઇએ. ઉઠો, બાપુ એમ ન કરીએ. સુર્ખ રાજ માતાને જો જાણ થશે તો વળી ફજેત ફાળકામાં ફસાઇને અસહ્ય સોસવું પડશે." દાશી હજી બોલતી બંધ થઇ નથી એટલામાં અહીં ગુણસુંદરી આવી; તેણે પ્રેમગૌરીને સાવધ કીધી. જુક્તિથી વાતચીત કરીને ગુણસુંદરી પ્રેમગૌરીને શાંત કરી પછીથી ધણીવારે પોતાને ઘેર ગઈ હશે.

અહો વાંચનાર ! પ્રેમરાય બાપડો પ્રેમગૌરીના મંદીરમાંથી નીકળીને ઠોકરખાતો લથડતો આથડતો બળભદ્રના ઘેર ભણી ચાલતો થયો, તેનાં આંખોએ અંધારા આવી ગયાં અને માથું ફરવા લાગ્યું. બળભદ્રને ત્યાં બારણામાંજ તે બાપડો ઘુમરી ખાઇને પછડાઈ પડયો. બળભદ્રે તેને કોટી કરી અને પોતાની પાસે બેસાડી ધીરજ આપ્યા પછી પ્રેમબાગમાં પ્રેમગૌરીને દીલાસો આપવા માટે ગુણસુંદરીને તાકીદથી મોકલી આપી. થોડી વાર પછી પ્રેમરાય, બળભદ્રને સાથે લઈ પોતાને ઘેર ગયો. તેના માબાપ તેના વિશે ઘણી ચિંતા કરે છે, પ્રેમરાયને માટે સઘળી તયારી થઈ ચુકી છે અને સગાં સંબંધી તથા મિત્ર મંડળ તેને વળાવવાને

આવી ઉભાં છે, એવે અવસરે ત્યાં પ્રેમરાય અને બલભદ્ર જઈ પહોંચ્યા. પ્રેમપુરથી આશરે અઠાવીશ કોશને અંતરે આવેલા વ્યથાવતિ નામના નગરમાં પ્રેમરાયના બાપની પેઢી (દુકાન) ચાલતી હતી; ત્યાં પ્રેમરાયને મોકલવાનું આગલે દહાડે નકી કરી મુકયું હતું, બાંધી મુકેલો સર સામાન ઘોડા ઉપર નંખાવ્યો અને પ્રેમરાયની માતાએ પ્રેમરાયને રક્ષા કરી. માતા પિતા, કુટુંબ કબીલો અને તમામ મિત્ર મંડલ પ્રેમપુરના છેક સીમાડા સુધી પ્રેમરાયને વળાવવા ગયું; ત્યાં પ્રેમરાયે સર્વને પાછા વળવાની ગદગદ કંઠે અરજ કીધી. કુટુંબ આખું કલ્પાંત કરવા લાગ્યું અને મિત્રોની આંખોમાં ઝળઝળીઆં આવી ગયાં. પ્રેમરાયની માતા ધ્રુસકે ધ્રુસકે રડવા માંડી અને તેનો સમજુ બાપ માત્ર એક બોલ બોલવાને પણ અશક્ત થયો. જોકે આ બનાવ પ્રેમરાયથી સોસી શકાયો નહીં, પરંતુ તે સમજ્યો કે.—જો હું હિંમત હારી જઇશ તો સર્વને વધારે લાગી આવશે. બળભદ્ર બાપડો પ્રેમરાયનો હાથ ઝાલીને તેના છેવટના શબ્દો સાંભળવાને અધીરો થઈ આસ્તે રહી બોલ્યો.—"ભાઈ તું તારા પ્રાણને સંતાપીશ નહીં. મહીનો પંદર દહાડે લાગ જોઇને હું તારી ભેટ લેતો રહીશ. પ્રેમગૌરીની કશી ચિંતા કરીશ નહીં." "અરે તને દીલાસો આપી વ્યથા વિસરાવજે" એટલું બોલતા પ્રેમરાયથી રડી જવાયું-પાએક કલાક પછી સર્વ પાસેથી રજા લઇને તથા પોતાના માતા પિતાને પગે લાગી પ્રેમરાય તથા તેના ચાકરે વ્યથાવતિ નગરીનો રસ્તો લીધો. જ્યાં સુધી પ્રેમરાય દૃષ્ટિએ દેખાયો ત્યાં સુધી સર્વ, તેના તરફ નજર ફેંકતા તે સ્થળેજ સ્તબ્ધ ઉભા રહ્યા અને પછીથી શેહેર ભણી વળી નિકળ્યા. પ્રેમરાયના વૃદ્ધ માતા પિતાએ આજે અશ્રુરૂપ રૂધિરની સંતાપરૂપ સરિતામાં સ્નાન કર્યું! અરેરે કોણ કેહેશે નહીં આથી મોત ભલું?!

માતા પિતાનો પુત્ર પ્રત્યેનો પ્રેમ અરે નિર્મળ પ્રેમ, જેની જંજાળી જીવડાઓ અતિ આતુરતાથી ઇચ્છા કરે છે, જે અવર્ણનીય પ્રેમ, દાઝેલા અને કાતિલ થયેલા કાળજાને શાંત કરે છે, જે પ્રેમ સદાના સંતાપને વિસારાવે છે, એવો નિખલાસ પ્રેમ વિયોગથી શોક સિંધુમાં ગરકાવ કરે એમાં કશી નવાઇ નથી પ્રેમરાયના માતા પિતાની પવિત્ર લાગણી-કટારરૂપ બનીને આવખતે તેઓના કોમળ -હૃદયને ચીરીનાખતી હતી. ઓ પ્રભુ! પુત્ર-વિરહની વ્યથાથી દુષ્ટને પણ દુર રાખો!

---

# પ્રકરણ ત્રીજું.

## સ્થળ વ્યથાવતિ નગરીનું અઘોર અરણ્ય.

---

વ્હાલા વાંચનાર ! આ રંગીલી ભૂમીપર કુદરતી લીલા નીહાળો અને આનંદ પામો ! વિચિત્ર પ્રકારના રંગ બેરંગી, આ અસંખ્ય વૃક્ષો—આહાહા તેઓમાંના કેટલાક તો ગગન ચુંબન કરી રહ્યા છે. શોક રૂપ શરદ ઋતુ–અરે હા, પાનખર ઋતુ હવે પલાયન થવાથી વસંતના વહાલમાં તેઓ બેહદ ખીલી નીકળ્યાં છે. જુઓ આ તેઓની વાંકીચુંકી ડાલીઓ પરસ્પર કેવી કોટી કરી રહી છે? ખરી ખુબી તો એજ છે કે તેઓનાં આ અગણિત પંચરંગી પાંદડાંઓની ઘટાએ, સૂર્યના સુવર્ણ રૂપ પ્રકાશને હરી લેવાથી મધ્યાન કાળ છતાં સાયંકાળનો પ્રાદુર્ભાવ નજરે પડે છે. ગમે તો પોતાની દીર્ઘ દૃષ્ટિ પડે અને ચાહે તો સૂક્ષ્મ દર્શક યંત્ર વડે હું નથી ધારતો કે કોઇ પણ માણસ આ અઘોર અરણ્યને આરપાર વીંધી શકે ! વારૂ એ તો ઠીક, પણ આ આમ્રવૃક્ષના મૃદુ પાંદડાંનું આપણે અવલોકન કરીશું કે આ નાના પ્રકારના પુષ્પોની સુંદરતા નીરખીશું ? આ આશોપાલ્લવના રક્ત પલ્લવનું લાલિત્ય નીહાળીશું કે આ બોરસલીના ફુલોની સુંગધ લઇશું ? અહો આ ચંદન વૃક્ષપર બેઠેલા—સુંદર પીંછાવાલા અને ચિત્તાકર્ષક શબ્દવાળા મયુરોની લાવણ્યતા જોઇશું કે આ શાલ્વ વૃક્ષપર બેઠેલી મનને રંજન કરનાર–સુંદર સ્વરવાળી મદનસારિકાની મધુર વાણી શ્રવણ કરીશું ? આ પ્રીતિ યુક્ત ચક્રવાક પક્ષીના સજોડાને જોઇને આનંદ પામીશું કે આ માલતીના પુષ્પમાં લીન થયેલા મહાવેગવાન મધુકરની ચપળતામાં ચિત્ત રાખીશું ? આ ઇંદ્રનીલમણિના સૌંદર્યને જેણે હરણ કીધું છે એવા નીલા ઘાસના કુપળોની કોમળતા તપાસીશું કે આ આનંદદાયક દર્ભની ભૂમિમાં પરિક્રમણ કરીશું ? જેનો માત્ર શીતળ પવન શાંતિ આપે છે એવા આ કદળી વનના ફળોનો ભોગ લઈશું કે આ શિરીષ તરૂની રમ્યતા નીહાળીશું ? વનમાલીની આ મનોરંજક–ચમત્કારિક રચનાનું એમ બારીકીથી અવલોકન કરતાં જલદીથી પાર આવેજ નહીં માટે અહો વાંચક રૂપી ભ્રમર ! આ અસંખ્યનુ-

તન–રસમયી લતીકાના છંદમાંજ ગુંથાઇ રહી, અગાડીનું સુખ મેળવવાને વિલંબ કરવો એ યોગ્ય નહીં; માટે ચાલો હવે આપણે આ અરણ્યના મધ્ય ભાગે આવેલા સુંદર સરોવરની અર્ધી ઉઘડેલી કમલિની તરફ જઇએ અને પછી આપણી મુસાફરીમાં આસ્તે આસ્તે આગળ વધીએ.

આશરે ત્રીજા પહોરના ચાર વાગ્યા પછી એક રાજર્ષિ પોતાના ત્રણ શિષ્યો સહીત લાંબા સ્વરથી શ્લોક બોલતો આ સુંદર સરોવરના તટપર દાખલ થયો. પોતાનું કમંડળુ કાંઠે મુકીને રૂષીરાજે સ્નાન કર્યું. "પુત્રો હું હવે પર્ણકુટી તરફ જાઊં છું કારણ ઇશ્વર ઉપાસનામાં બેસવાનો હવે વખત થવા આવ્યો છે. તમે પુષ્પો લઇને વેળાસર આવજો." એટલું બોલીને ગુરૂજી ચાલતા થયા. "આહા, ઉદભિદ શાસ્ત્રનો વિષય આજે ગુરૂ મહારાજે કેવો સરસ સમજાવ્યો ભાઈ હરિદત્ત ? ત્રણે શિષ્યોમાંના એક જણે સેહેજ વિચાર્યું અને બીજાએ ઉત્તર આપ્યો.—"હા, દેવદત્ત એ સર્વ ખરૂં પણ અરણ્યમાં રખડી રખડીને હું તો થાકીને લોથ થઇ ગયો છું. ચાલો પેલા રાયણના વૃક્ષ તળે બેસીને જરા આરામ લઇએ. વખત પુષ્કળ છે. પુષ્પો લઇને જરાવાર પછી જઇશું તોપણ કશી હરકત નથી." આટલું બોલ્યા પછી તેઓ સરોવરથી થોડે દુર જઇને બેઠા, આ વખતે ઉત્તર દીશા તરફથી એક તરૂણ સ્ત્રી અને એક યુવાન પુરૂષ પગ રસ્તે ચાલતા આવે છે. તરૂણીએ લાંબા ઘાઘરાનો કચ્છો વાળી લીધેલો અને પટકુળના છેડાથી પાતળી કમર મજબૂત બાંધેલી છે. લાંબલાંબા પગલાં ભરતી, જડપથી ચાલતી, કેશરી સિંહની પેઠે તરાપ મારતી આ કુમારિકાને ધન્ય! તે અબળાને સબળા કેહેવરાવે છે. તેની ખુબસુરતી નહીં વિચારશો; જુઓ તે દેવાંગના જણાય છે. શિરપરના લાંબા વાળને માત્ર એક ગાંઠ વાળેલી છતાં તે કાળા નાગ સરખું ગુંછળું ઉલટી અધિક શોભા આપે છે. તે જણાય છે તો કોઇ રાજ્ય કન્યા પણ અરે તેનું મૂખડું કોઈ પણ પ્રકારના શોકથી મ્લાન ભાસે છે. હશે, આ પેહેલવાન પણ કોઈ મહાવીર દીસે છે. આ સુંદરી તથા યુવાન પુરૂષે પેલા ત્રણ શિષ્યોની જોડમાંજ વિસામો લીધો. "બેહેન, આ જગ્યા સુંદર અને સ્વચ્છ છે; તું અહીંઆ વિરામ પામ; હું તારે માટે પેલા સરોવરમાંથી શિતળ પાણી લઇ આવું." એમ બોલીને તે યુવાન નર હાથમાં જળપાત્ર લઇને ચાલી નીકળ્યો. અહીં આ કુમારિકા ઉભા ઘુંટ

ણુ રાખી બંને હાથથી પલોંઠી વાળીને બેઠી. પેલા શિષ્યો જોડમાંજ મોટેથી વાતો કરતા હતા તે સાંભળવા તરફ થોડીવારે તેનું લક્ષ લાગી રહ્યું. "ભાઇ દેવદત્ત, જો વળી પેલું પક્ષી પ્રીતિ–પ્રીતિ એવો મધુર શબ્દ પોકારે છે." "પ્રતાપસિંહ તું ઘેલો થયો છે કે શું ? જવા દે એ વિષય! પ્રાતિ એ મોહની ઉપન્ન કરનાર નાશકારક શબ્દ છે, માટે તે ભયંકર જ્ઞાનની માહીતી મેળવવી એ વિદ્યાર્થીઓને યોગ્ય નથી. પ્રીતિ એ દુર્દૈવી માનવ પ્રાણીના આયુષ્ય ક્રમમાં અનેક અરિષ્ટો ઉપન્ન કરનાર કારણીભૂત છે. પ્રીતિથીજ કુટુંબમાં અને મિત્રોમાં કુડો કલેશ ઉપન્ન થાય છે. પ્રીતિથીજ વડીલો પોતાની કુળવેલીના કુદરતી વહાલથી વિમૂખ બને છે. પ્રીતિથીજ આપઘાત અને ખુન નીપજે છે, રાજ્યમાં મહા યુદ્ધ મચે છે અને સેંકડો માણુસો આશામાં જુલતા રહી ઝુરી મરેછે. પ્રીતિમાં લીન થયેલા માણુસોને દહાડો ત્રાસ અને ભય ભરેલો ગુજરે છે, તથા રાત્રી નિદ્રા રહીત અને દુઃખકારક સ્વપ્નાધિન થઇ પડે છે. પ્રીતિથી તરૂણુ જનોનું તેજ અને આનંદ નાશ પામે છે; માટે અહો રાજ પુત્ર ! એ વિષય સંબંધી તું કશા તર્ક વિતર્ક કરીશજ નહીં." "આ ત્રીજા શિષ્ય પ્રત્તાપસિંહે જુસાભેર આગળ બોલવા માંડયું.—"પ્રીતિ આ સુખદાયક શબ્દની પવિત્રતાનું તને કશું ભાનજ નથી. પ્રીતિ સંસારના વિકટ પ્રસંગોની સઘળી વ્યથા વિસરાવે છે અને અત્યાનંદ આંપે છે. મનુષ્ય જાતના ઉત્તમપણાનું મૂળ અને સકળ સૃષ્ટિની સુંદરતા પ્રીતિ છે. પ્રીતિ એ વિનય અને લાવણ્યતાને ઉપન્ન કરનાર અઘોર અંધારામાં અચ્છો પ્રકાશ છે. પ્રીતિના મહત્વને નહીં સમજનારા મૂર્ખ કઠોર -હૃદયના માનવીઓ અરે પશુ પક્ષી પણ કેમ કહેવાય! અલબત તેઓ પાષાણુ છે !" પ્રતાપસિંહ પુરૂં હજી બોલી રહ્યો નથી એટલામાં એકાએક "હાયરે પ્રીતિ,–પ્રાતિ મહા દુઃખદાયક, પ્રીતિ ન કરશો કોઇ !" આવો મોટો અવાજ સર્વના કર્ણમાં વ્યાપી રહ્યો. આ અવાજ સાંભળીનેજ સર્વ ચકીત થયા અને ઉભા થઇને આજપાસ જોવા લાગ્યા તો પડોશમાંજ બેશુદ્ધ થઈ પડેલી સુંદરી તેઓની નજરે પડી. એકદમ દોડી વીટાળાઇ વળીને દેવદત્ત તથા હરિદત્ત ચંડીનો મુખપાઠ ભણુવા માંડયા અને પ્રતાપસિંહ આ તરૂણીને રૂમાલથી પવન ઢાળવા લાગ્યો. "અરે મારી પ્રેમી પ્રેમ,— ક્યાં તું અને ક્યાં હું ! અનાથના નાથરે આ કોપ શો? !" "ભાઇઓ, આ

કૌતક શું ? હા જુઓ જુઓ દેવદત્ત હરિદત્ત ! જાઓ જલદી જાઓ; ત્યાં વળી કોઇ બીજો માણસ બેશુદ્ધ થઇ પડયો. હું અહીંઆ છું; તમે તેની સારવાર લ્યો." પ્રતાપસિંહે આંગળીથી બતાવીને દેવદત તથા હરિદત્તને ત્યાં જલદીથી જવાને સૂચવ્યું. તેઓ તે જગોએ હજુ જઇ પહોંચે છે એટલામાં—"પ્રીતિના અંગમાં મોતનો ભય નહીંજ કાં? પ્રાણનાથ પ્રાણ હું આ આવી આપની પાસે" એમ બોલતી એકદમ ઉઠી જડપથી જઇને પેલા દર્દની પથારીને આધિન થઇ પડેલા શુદ્ધિ વિનાના માણસને આ નિર્દોષ બાળા ભેટી પડી એટલુંજ નહીં, પણ તેના મ્હોં સામું દયામણા ચેહેરાથી ટગર ટગર જોવા લાગી.

"આ બંને કોઇ પવિત્ર દીલના પ્રેમી પણ ઘણા દહાડાનાં વિરહી હોવાં જોઇએ." એમ ત્રણે મિત્રો વાતચીત કરે છે તેવામાં શુદ્ધિપર આવી, પેલો દુઃખી પુરૂષ એકાએક ચોંકીને,—"હેં ! પ્રિયા ? અરે હોય કયાંથી? હાય હાય, મિથ્યા શક અને સ્વપ્નજ !! પણ પ્રાણવલ્લભા, વહાલી પ્રેમ તું અહીં કેમ?" એવી દીનવાણી ઉચરતાં તે, એ પ્રેમીણી બાઇને ભેટી પડયો. બંનેની એક દૃષ્ટિ થતાંજ તેઓ વધારે કંપિત થયાં અને અકળાયાં. એક બીજાનું મન તો બોલવાને તલપી રહ્યું પણ કરે શું ? આ અણધાર્યા મેલાપથી ઉત્પન્ન થતું આશ્ચર્ય અને દુઃખદાવસ્થાથી ઉપજતા ખેદની મિશ્રતાએ તેઓને મૌન્યવ્રત ધારણ કરાવ્યુ હતું.થોડીવાર બંનેએ ઉપરાઉપર બહુ નિશ્વાસ નાંખ્યા અને ચક્ષુની એક સરખી મીટ માંડીને,—અન્યોઅન્ય હાલત્ત સમજી લીધા પછી અરે વળી તેઓ મુર્છા ખાઇને ધરણીપર ઢળી પડયાં. હવે જે માણસ પાણી ભરવા ગયો હતો, તે ઘોડાવેગે ધાવ મારતો અહીં આવીને ઉભો રહ્યો અને આ બે શુદ્ધ થયેલા પુરૂષને કોટી કરી ગદ ગદ કંઠે બોલવા લાગ્યો.—"ઓ-ય ઓય ! પ્રભુડા, તેં કરવા ધાર્યું છે શું ? સુધાસાગરમાં વિષની લહરો અને વિષ સમુદ્રમાં અમૃતની લહરો ઉત્પન્ન કરવાની અરે તને મોટી ગમત્ત પડેછે કે શું ? ઓ બાપ, અમે કદાચ પાતકી હોઇએ પણ તું પતીતપાવન છે ને ? અમે કદાચ અપરાધી હોઇએ પણ તું ક્ષમાસાગર હોવાથી દાસ પ્રત્યેની તારી વત્સલ્ય બુદ્ધિ, શું માત્ર બોલવાનીજ કે ? અનાથની પછાડી હાથ ધોઇને લાગવામાં તને આનંદ ઉપજતો હોય તો, પછી તને કુર કેહેવાને જીભ કાં ન ઉપડે ? અરે આ કસોટી

લેવાની તારી ભુંડી પદ્ધતિનો અંત ક્યારે આવશે?" પછી તે થોડો વખત મુંગો બેસી રહ્યો અને ત્યારબાદ પોતાના કપાળમાં ટપલાં મારીને ઉંડા નિસાસા નાંખવા લાગ્યો; "પ્રતાપસિંહ, આ માણસનો પણ આ સ્ત્રી, પુરૂષ ઉપર અવર્ણનીય સ્નેહભાવ જણાયછે; તેઓ ત્રણેનો નિકટ સંબંધ હોવો જોઇએ." હરિદત્ત હજી બોલતો બંધ થયોનથી એટલામાં દેવદત્તે વચમાં બોલવા માંડયું,—"માહારા કેહેવા પ્રમાંણે પ્રીતિ માહા દુઃખદાયક છે તે આજે તમે સારી રીતે સમજી શક્યા હશો. લ્યો હવે આપણે ચાલીશું કે? ગુરૂજી રાહજોતા હશે." "અરે આ ભયાનક સ્થિતિના માણસને એમ તજીને જવું તે યોગ્ય નહીં અને ગુરૂજીની આજ્ઞા તોડવી તેપણ ઉચીત નહીં; પરંતુ મિત્રો, જરાવાર થોભો,–આ મારો બાળ સ્નેહી બલી જણાયછે! તેની સાથે જરા વાતચીત કરી લઉં." એટલું બોલીને પ્રતાપરાય, પેલા માહાદુઃખમાં ગમગીન થયેલા માણસ તરફ મ્હોં ફેરવીને કેહેવા લાગ્યો,—"અહો તું પ્રેમપુરનો મારો બાળસ્નેહી બળીતો નહીં? સુમિત્ર તારી અને આ સ્ત્રી પુરૂષની સ્થિતિ મને સખેદાશ્ચર્ય ઉપજાવે છે. કંઈ કહી શકશે કે થયું શું?" "હા, બાપુ; તું મારો બાળ સ્નેહી! મને તારી પાકી ઓળખાણ પડીછે અને તારાં રાજ્યના નિવાસી થઈ રેહેવાને અમે અહીં આવ્યાં છીએ. અમારી હાલતથી તને વાકેફ કરવા જેટલુંજ બોલવાને અત્યારે. મારામાં બિલકુલ શક્તિ નથી અને અમારી વિતક વાત તને દુઃખદાયક થઈ પડે તેમછે, માટે કૃપા કરીને તું તારા સાથીઓ જોડે વિદાય થા; આપણે પછી મળીશું. તારાં પાટનગરમાં ઓધવજી ઝવેરીને ત્યાં અમે જઈ રહીશું." પેલા માણસે ઉત્તર આપ્યા પછી પ્રતાપરાયે તેને અભિવંદન કીધું અને,—"ઠીક ત્યારે; હું તને ફોકટ ત્રાસ આપવાને ઈચ્છતો નથી. આવતી કાલેજ હું મારા વિદ્યાગુરૂ પાસેથી રજા લઈ શેહેરમાં આવીને તારી જરૂર ભેટ લઇશ." એમ બોલીને તે પોતાના સ્નેહીઓ સાથે ચાલતો થયો. હવે આ સ્થળે બે બેશુદ્ધ થયેલાં અને એક આ પ્રતાપરાયના ઓલખીતા શીવાય બીજું કોઇપણ મનુષ્ય રહ્યું નહીં. બેભાન થયેલાં સ્ત્રી, પુરૂષ અદ્યાપિ શુદ્ધિપર આવ્યાંજ નહીં, તેથી તેની સારવાર કરનાર આ એકીલો આદમી ભયભીત થયો અને હીંમતહારીને પછી તો બિચારો રડવા લાગ્યો. આ વખતે સાંજના છ વાગી ગયા હતા.

જેણે કાંઈ પણ દોષ નથી કર્યો તે છતાં દોષાકર ( દોષની ખાણ અથવા દોષા–રાત્રીને કરનાર ) કેહેવાતો, મૃગલાંછન જેને કહેછે એવો, પદમને કરમાવતો, કોક નામના પક્ષીને દુખી કરતો, પ્રેમાતુર વિરહી જનોને વ્યાકુળ કરતો, પોતાના શિતળ કિરણોને ચારે દિશામા ફેલાવતો, પ્રેમથી જેનાં -હૃદય ઉભરાઈ આવ્યાં છે એવા સ્નેહ યુક્ત સ્ત્રી પુરૂષને આનંદ ઉપજાવતો, મધ્યભાગમાં સુંદર કલંકને ધારણ કરનાર છતાં અમૃતને ઉત્પન્ન કરનારો, પ્રેમદાઓની કાંતિ જેણે તેજહિન કરી છે એવો, અનંગની વૃદ્ધિ કરનાર અને જેને કાલાનાથ કહીએ છીએ એવા ભગવાન ચંદ્રનો હવે ઉદય થયો. પૃથ્વીપર પડતા સફેદ પ્રકાશમાં વૃક્ષનાં ભાતભાતનાં પાંદડાઓની છાંયા, વાહ ! જાણે નાના પ્રકારના કાળા રેશમના બુટાવાલો રૂપેરી રંગનો ગલીચો પાથરી દીધો હોય એવી શોભા જણાતી હતી.

પેલા માણસે હવે રડવું આટોપ્યું અને એ સ્ત્રી, પુરૂષને સાવધ કરવામાં તે જેવો ગુંથાય છે તેવામાં,—"અરે હવે એને શોધવાં ક્યાં ? ભાઈ ગમારસંગ, એ સાળાઓ ક્યાં મૂઆં હશે ?" એવો અવાજ સાંભતાંજ તે ચમકયો અને ભય પામીને,—"અરેરે આ તો મારો દુષ્ટ બાપ ! હાય હાય, વળી ભોગ મળ્યાં ! જો આ બંનેને સાથે દેખશે તો વળી કંઈ વિપરીત થશે ! માટે આને એકને તો જલદીથી પેલી ઘટામાં મુકી આવું તો ઠીક." એવું કાંઈ બડબડતો એકદમ પેલા પુરૂષને ઉચકીને જરા દુર લઈ ગયો. કોઇ જોઈ શકે નહીં એવા સ્થાનમાં મુકી તે બિચારો ગળગળોં થઇને કેહેવા લાગ્યો.—મિત્ર, એક વખતતો મારી સામું જો ! પેલા ક્રુર–કસઇના હાથમાં પાછા અમે સપડાઇએ છીએ; અરે પણ તારૂં અહીં શું થશે ? તને ઊની આચ ન આવો ! સર્વજ્ઞ ઇશ્વર તારૂં રક્ષણ કરો ! ! માત્ર એટલું બોલ્યા પછી તેના પગથી તે માથા સુધી હાથ ફેરવીને તે પાછો ફર્યો; અહીં આવીને જુવે છે તો પેલી બાઇને બેચાર ઘોડે સ્વારો વિટળાઈ વળ્યા હતા. "જુઓ, આ આવ્યો અવળી મતિનો આપનારો ! સબુર ! આ મારી એકજ બંધુકડીનો તે સાથી છે !" "હં હં ! ગમે તેમ પણ **છોરૂં કછોરૂં થાય પરંતુ માવતરે કમાવતર થવાય ?**" તેમાંનો એક બુઢો સ્વાર પેલા માણસપર ક્રોધ કરીને બોલ્યો અને બીજાએ તેને શાંત કીધો. "હવે એ હરામખોરને છોડી મુકવામાં સાર નથી; જોઇ રહ્યા છો શું ? મારો, પકડો, મજબુત

બાંધો અને મારી પાસે લાવો!" બુઢાની આજ્ઞા પ્રમાણે પાળા થઇને ત્રીજા સ્વારે અરે બિચારાને મુસ્કેટાટ કર્યો. તેના બંને નાજુક હાથ પીઠપર અવળા બાંધવાથી બાપડો બેવડ વળી ગયો. થોડો વખત તો તે સ્તબ્ધ ઉભો રહ્યો અને તેને જેમ ફાવે તેમ કરવા આપ્યું; પરંતુ પછી, —"લે, ત્યારે તું પણ ચાખ સ્વાદ!" એમ કહીને પેલા પાળા માણસને એવી તો જોરથી પગની લાત મારી કે એ ઘડી સુધી તો તેણે પંપાળ્યા કર્યું.! જેવી તેણે લાત મારી તેવાજ સર્વ સ્વારો નીચે ઉત્તરી પડ્યા અને દાંત પીસીને દરેક જણાએ એવોતો મુંઢમાર માર્યો કે તે બાપડો ચક્કર ખાઇને ઢળી પડયો. પેલી સ્ત્રી હવે જરા સાવધ થઇ અને ચોતરફ ડોળા ફેરવવા લાગી,— "ક્યાં ક્યાં ક્યાં? ક્યાં ગયા? પ્રાણનાથ! આપ પણ નિર્દય થઇને ચાલી ગયા? અરેરે, **દુઃખમાં ડામ અને પડયા પર પાટુ!!** બહાદુર બલી! મને રણવગડામાં આમ રખડતી મુકી તને પણ તજી જવું શું યોગ્ય ભાસ્યુ? (બુઢાને જોઇને) અરે ઓ અધમ, પાપીષ્ટ! તારો સર્વ પ્રકારે પ્રલય થજો! હાય હાય, ક્યાં જઊં.—શું કરૂં? પૃથ્વી માતા. માર્ગ આપ!!" છેલું વાક્ય બોલીને વળી આ અબળા મુર્છીત થઇ પડી. "હવે કેમ કરીશું?" "મુર્ખા કરવું છે શું? આ રાંડને હું લઊં છું અને એ કમબખ્તને તું લે! ક્યાં આપણે પગે ચાલવું છે જે પંચાત! આપણી હદમાં જઇ પહોંચ્યા પછી ખુશાલ ગાડી કરી લઇશું. ચાલો ત્યારે હવે રસ્તે પડો." મંડળીના એક માણસે પૂછયું અને બુઢાએ ઉત્તર આપ્યા પછી સર્વેએ સ્વાર થઇને ચાલવા માંડયું.

પ્રિય વાંચનાર! ધ્યાન આપો; પેલી ઘાટી ઝાડીમાં પડેલા—દુર્દશા પામેલા માનસી તરફ હવે આપણે વળીએ છીએ. થોડો વખત વિત્યાબાદ તે પણ શુદ્ધિમાં આવ્યો. જુવેછે તો પાસે કોઇજ મળે નહીં તેથી તે એક પ્રકારની ઘેલછાના તાનમાં અહીં તહીં ફરવા લાગ્યો.—"સ્વપ્ન, સ્વપ્ન, સ્વપ્ન! પ્રિયા કેવી અને શું કાંઇ! અરે, સ્વપ્ન, સ્વપ્ન, સ્વપ્ન!!" એવી રીતે ગોખતાં ગોખતાં પછી તે સીધે રસ્તે ચાલવા માંડયો. હજી દસ દંડ દુર ગયો નહીં એટલામાં સામેથી આવીને કોઇ એક માણસ તેને ભેટી પડયો.. "અરે જાયછે પણ ક્યાં? તને આ થયું શું?" "અરે બેટા, તું આ બકે છે શું?" આ સામે મળેલા માણસે તેને સારી રીતે સંભાળી લીધો અને પછી કોટી કરીને રડતાં રડતાં

તે ટપક ટપક પ્રેમાશ્રુ ગાળવા લાગ્યો "અરે! ઇશ્વર! મુળમાંજ તેં એક આંખ આપ્યા છતાં કાં હવે અમોને કેવળ અંધા બનાવે છે માબાપ! બાઈ, બાપુ ચાલ; જો પેલી આપણી ગાડી ઉભીછે." આ જૈફ ઉમરના માણસે એટલું બોલી તે જુવાન માણસનો હાથ ઝાલીને ચાલવા માંડયું. મોટા રસ્તાપર ગાડી પાસે જઈ પહોંચ્યા પછી,—"બેટા, જલદી હવે ગાડીમાં બેસ; અરે બિચારી તારી મા, તારા વિના વલખી મરેછે! તારાં વિના ઘરમાં સઘળું ખાવા ધાય છે! જોકે જુવાન છોકરાએ માબાપની સંભાળ લેવી જોઇએ પરંતુ આતો અમારે ઉલટાં તારી કાળજી અને ચિંતા રાખવી પડેછે; તો તેમાં તારા સરખા ડાહ્યા દીકરાની શોભા છે શું? ચાલ અલ્યા; ચલાવ ગાડી જલદીથી." ચાકરને ગાડી હાંકવાને ફરમાવ્યું અને એવી રીતે પિતાશ્રી પોતાના લાડકવાયા પુત્રને લઇને ઘર તરફ ચાલી નીકળ્યા, અહો વિચારવંત વાંચનાર! આ આપણી વાર્તાના નાયક નાયિકાને જો હવે તમે વિચારતા હો તો,—જે જુવાન નર પોતાના બાપની સાથે હમણાજ ગાડીમાં બેસીને ગયો તે પ્રેમરાય અને અગાઉ પેલો બુઢો સ્વાર જે બેભાન સ્ત્રીને ઘોડાપર નાંખીને લઇ ગયો તે અબળા, પ્રેમગૌરી હતી. અત્યારે અમારા વાંચનારની અધીરાઇ અળગી કરવાને, માટે અમારે ખુલી રીતે જણાવવું જોઇએ કે આ વાર્તાના બીજા પાત્રો એટલે જેને મુસ્કેટાટ કર્યો હતો તે બળભદ્ર અને બુઢો સ્વાર તે તેનો બાપ—પ્રેમપુરનો પ્રધાન—કુર કામેંદ્ર હતો. એ સર્વને આ અરણ્યમાં પ્રવાસ કરવાની મુખ્ય મતલબ સમજવા લલુતા હોયતો અહો વાંચકો, આગળ વાંચવું શરૂ કરો!

જે વખતે પ્રેમરાય વ્યથાવતિ સીધાવ્યો તેજ દહાડે બપોરના દરબારગઢમાં મોટો ઘોંઘાટ જાગી ઉઠયો. ગઈ રાત્રીએ પ્રેમરાય, પ્રેમગૌરીના મંદિરમાં છુપી રીતે આવ્યો હતો એવી ખબર સાંભળીનેજ રાણી તથા પ્રધાન કામેંદ્રને પગથી તે માથા સુધી આગ પ્રગટી. ક્રોધાવેશમાં રાણીએ પ્રેમરાયના બાપને લાગલોજ બોલાવી મંગાવ્યો જેવો તે બાપડો થરથર કાંપતો, ધ્રુજતો અને ડરતો ડરતો રાજમેહેલની બેઠકમાં દાખલ થાય છે તેવોજ તેને કામેંદ્રે સામેથી આવીને જોરથી તમાચો લગાવી દીધો. "ગુલામ, નફટ, બેશરમ તારા દાદાને ગઈ રાત્રીએ કયાં છુટો મુકયો હતો? હજુ શું એટલેથી તૃપ્ત થઈ નથી? હરામજાદાની માનજ

કાપી નાંખવી જોઇતી હતી!" ઇત્યાદિ ડોળા ધુરકાવીને કામેંદ્રે ગુસાથી જ્યાં સુધી બોલ્યા કીધું ત્યાં સુધી રાણીએ વચ્ચે કંઈ પણ બોલ્યા વિના તે સર્વ સાંભલ્યાં કીધું. પણ થોડીવારે તેની આંખો કેવળ ફરી ગઇ. તેનો સફેદ ચેહેરો લાલ હીંગળા જેવો થઇ ગયો. "અરે અધમ, તું સઘળી જગોએ પોપાબાઇનું રાજ સમજતો હઇશ કાં? તારૂં દુષ્ટ કુંટુબ આખા રાજને કલંકરૂપછે. જા, તારૂં કાળું કર. ચલ, નીકળ અહીથી! તારાં કુંટુબ કબીલાને જીંદગી સુધી દેશ નિકાલ કરવામાં આવે છે. છે રે કોઇ સિપાઈ? એનું ઘરબાર લુંટી લ્યો અને ભુંડાં હાલહવાલ કરીને કહાડી મુકો." આવી રીતનો રાણીનો હુકમ સાભળતાંજ સિપાઇઓએ બાપડા પ્રેમરાયના બાપને ધબ્બા મારી પાયરીની નીચે ઉતાર્યો અને પછી તેઓ પ્રેમરાયના ઘેર તરફ ચાલી નીકલ્યા. પ્રેમરાયનો બાપ ઉભી બજારે પોક મુકતો રડતો રવડતો પોતાના ઘેરની ખીડકીના બારણામાં ભુસ દઇને પછડાઈ પડયો. સિપાઇઓએ પ્રેમરાયના નિર્દોષ માબાપને ઘેરમાંથી પેહેરવાના પુરાં કપડાં લેવા આપ્યાં નહીં. ઘેરની ચોરે બાજુનાં બારી બારણાઓને સરકારી તાળાં લગાવી દીધાં. પ્રેમરાયનો બાપ અને પુત્ર વિયોગથી અધમૂઇ થયેલી તેની માતા, અરે છતે પૈસે આજે ભખારી થયાં. પુષકળ પૈસો ખરચીને ખંતથી ચણાવેલી સુદંર ઇમારત માત્ર પલવારમાં તેઓને આજે તજવી પડી. દુકાન, દ્રવ્ય, ઘરાણી, લેવડ દેવડ અને માલમિલ્કત જ્યાંની ત્યાં મુકીને અરે સઘળું ખેદાન મેદાન કરીને તે બાપડાંઓને કચવાતા દીલથી ચાલી નીકળવું પડયું. અરે એક ગારૂડીના ખેલની મિશાલે તેઓને આજે સઘળું સ્વપ્ન સમાન થઈ રહ્યું. રાજ્ય તરફથી તેઓનાપર ગુજરેલા કાળાકેરથી આખા શેહેરમાં હાહાકાર વર્તાયો. આવી રીતે મધ્યાનકાળે પ્રેમરાયનાં માતા પિતાએ વ્યાથાવતિનો રસ્તો લીધો.

પ્રેમરાયના બાપને અધરી શિક્ષા આપ્યા પછી; રાણીએ પ્રેમગૌરીની ગરીબ દાસીપર કઠોર શબ્દનો વરસાદ વરસાવ્યો. બરોબર ચોકસી ન રાખ્યાં બદલ, આજ્ઞા ઉલંઘન કર્યાનો આરોપ મુકી ત્રણ માસ સુધીની સખ્ત મજુરી સાથની કેદ આપીને તુરત તે નિષ્કપટી બાઇને કાળાગ્રહમાં મોકલાવી દીધી, રાણીએ આજથી પ્રેમગૌરીને પોતાના દીવાનખાનાની જોડના ઓરડામાં રહેવાનો હુકમ કર્યો આથી પ્રેમગૌરીના મનપર

પગ્નીજ માઠી અસર થઇ, એકતો પ્રેમરાયના વિયોગે કરીને વ્યાકુલ મનથી તેનું તન. દિવસોદિવસ ગળવા લાગ્યું હતું, અને વળી રાણી તરફથી. તે બાપડીપર ગુજરતો આ અસહ્ય જુલમ, તેના દુઃખમાં વૃદ્ધિ કરવા લાગ્યો તેથી તે બિચારી મરવા પડી, તેના અંગપરની ત્વચામાં પાંસળીઓના વળીઆં દેખાવા માંડયાં તથા તેનો જુવાનીનો મદ જતો રહ્યો. તેનામાં તારૂણ્યપણાનો કશો ઢંગધડો રહ્યોજ નહી, અર્થાત તેણે અનેક જાતની ચિંતામાંજ પોતાની સુંદરતાને સળગાવી મુકી. પ્રેમગૌરીને રાજ્યમંદીર ઉજડ–ભયાનક શ્મસાન માફક ભાસવા લાગ્યું. અને તે કઢેલાં મશાલાના દુધને વીખ સમજવા માંડી. વિવિધ પ્રકારના ભાવતા ભોજનો પણ તેને દારૂણ દુઃખદાયક થઈ પડયાં અને તે સુંદર વસ્ત્રાભુષણો તરફ ધિક્કારની નજરે જોવા લાગી. વાંચવાના ઉત્તમ પુસ્તકોપર તેને અભાવ ઉપજ્યો અને તે હરતા ફરતા, જાગતાં ઉંઘતાં. બેઠતાં ઉઠતાં અને બોલતાં ચાલતાં માત્ર પોતાના પ્રેમીને સ્મરવા લાગી.

પ્રેમરાયના બાપને જ્યારે ચિત્તવેધક શિક્ષા થઇ તે વેળાએ જોકે રાણી તથા પ્રધાને બળભદ્રના મ્હોંપર એક શબ્દ પણ કહ્યો નહીં પરંતુ તેઓએ તેને ઓચિંતા કેદી બનાવવાની છુપી મસલત કરી રાખી હતી. કારણ લાગલીજ સજા કરવાથી બળભદ્ર પાસે તેઓ ફાવી શકે તેમ ન હોતું. "બળભદ્ર ઉપર બહુ માણસોનો સ્નેહભાવ છે તેથી તે કદાચ બંડ બખેડો ઉઠાવીને રખેને રાજ્યમાં ઉથલપાથલ કરી નાંખે!" એવા પ્રકારની ધાસ્તીથીજ રાણી પ્રધાને તેને ઓચિંતા સપડાવવાનો વિચાર રાખ્યો હતો; પરંતુ તેઓની ધારણા નિરર્થક થઇ. આઠ દસ દહાડા પછી કોઇએક માણસે બળભદ્રને તેઓના કાવાદાવાની અગમચેતી આપી; બાપની દુર્બુદ્ધીથી બળભદ્રને બહુ લાગી આવ્યું અને તેણે રાજ્યમાંથી નિકળીને બીજી જગોપર જઇ વસવાનો નિશ્ચય કર્યો; પરંતુ પ્રેમગૌરીની કાળજીથી તે બાહોશ બની ગયો. આ વખતે તે પ્રેમગૌરીની પાસે આવીને અશ્રુપાત કરવા લાગ્યો. "બેહેન આ ભુતાવળમાં વસવાથી કોઈ દહાડો જીવનું જોખમ છે. માહારાથી હમેશનો કંકાસ સોસી શકાતો નથી. પણ તને અહીં નિરાધાર મુકીને નાહાસી જવામાં હું મારૂં શાહાણપણ સમજતો નથી. જો એમ છે તો ત્યારે હવે કરવું શું?"

"હાય હાય! બાપુ, વહાલા વીરા, મને એકલીને અહીં અંતર્યાળ રાખી

ને શું તું હું મુડદાલનો અંત ઇચ્છે છે? ના , ભાઇ તું જ્યાં જા ત્યાં મને સાથે લઇ જા. જો એમ નહીં કરશો તો હું પોતે મારો પ્રાણઘાત કરી લઇશ, પણ અરે તેં કરવા ધાર્યું છે શું? તું મિત્ર પ્રત્યેની મમતા થી વિમૂખ તો નથી થયો ?" આવી રીતે બળભદ્ર તથા પ્રેમગૌરીનું અર્ધો પોણો કલાક બોલવું થયું તેમાં એવું ઠર્યું કે બંનેએ છુપી રીતે નાહાસી વ્યથાવતિમાં પ્રેમરાય પાસે જઇ રહેવું. બીજે દહાડેજ બરોબર તક સાંધીને તેઓ વ્યથાવતિ નગરી તરફ નાહાસી ગયા. થોડોએક વખત વિત્યાબાદ રાણી તથા પ્રધાનને એ વાતની બાતમી મળવાથી પ્રધાન પોતે બીજા બે ચાર સ્વારો સાથે લઇને તેઓના શોધને સારૂ તેઓની પાછળ પડયો; ચાલતાં ચાલતાં વ્યથાવતિના અરણ્યમાં તેઓ સવનો મેળાપ થયો. વ્યથાવતિ ગયા પછી પ્રેમરાયને કશું ચેન પડતું નહોતું તે બાપડો ભ્રમિત મનથી રઘવાયા ઢોરની માફક અહીં તહીં રઝળતો હતો આજે તે ફરતો ફરતો આ અરણ્યમાં આવી ચડયો અને ત્યાં પોતાની વિતક વાત યાદ આવવાથી તે બેભાન અવસ્થાને આધિન થયો. પ્રેમગૌરી અને બળભદ્ર અહીં આવી પહોંચ્યા પછી બળભદ્ર પ્રેમગૌરીને માટે સરોવરપર પાણી લેવા ગયો અને તે બાપડી પેલા વિદ્યાર્થીઓના મુખથી પ્રેમનુ સંભાષણ સાંભળીને દુર્ગતિ પામી. એ વગેરે આ અરણ્યમાં શી શી હકીકત બની તે અહો પ્રિય વાંચનાર, આપ આગળ વાંચી ગયા છો. અહીંથી પ્રેમગૌરી તથા બળભદ્રને લઇને કામેંદ્ર-પ્રધાન પ્રેમપુર તરફ ચાલી નિકલ્યો. પ્રેમપુરમાં જઇ પહોંચ્યા પછી તેણે બળભદ્રને કેદી બનાવ્યો અને દુખીયારી પ્રેમગૌરીને પીડા આપવાનો ક્રુર ક્રમ વળી પાછો શરૂ કીધો.

અરણ્યમાંથી પ્રેમરાયને તેનો બાપ વ્યથાવતિ નગરીમાં પોતાને ઘેર લઇ ગયો. આખી રાત પ્રેમરાય બેભાન રહયો. "સ્વપ્ન, સ્વપ્ન, સ્વપ્ન; કેવી પ્રિયા અને શું કાંઇ સ્વપ્ન, સ્વપ્ન, સ્વપ્ન !" એ વાક્ય તેના મ્હોમાંથી વારંવાર નીકલ્યા કરતું હતું. ઘડીમાં પથારીપરથી ઉભો થઇને પલંગને પ્રદક્ષિણા ફરે અને ઘડીમાં -હૃદયભેદક ચીસો પાડીને છાતી કુટવા માંડે; ઘડીમાં આંખો મીચીને બે હાથ જોડી સમાધી ચડાવે અને ઘડીમાં કોઈ પ્રેમ લીલાના પદ ગાવા લાગે; ઘડીમાં રડે અને ઘડીમાં હસે એવી દુખદાવસ્થામાં તેણે આજની રાત્રી પુરી કરી. પણ અરે આ ભોળાએ તેના

માબાપ બાપડાં દીકરાને નિહાળી નિહાળીને ઉંડા નિસાસા નાંખતા હતા.

પ્રિય વાંચનાર હ્યો હવે આપણે અરણ્યમાં પ્રેમરાય અને પ્રેમગૌવરીની આસનાવાસના કરનાર પેલા પ્રતાપસિંહ તરફ વળીએ. પ્રતાપસિંહ પ્રેમગૌરીની સગી માસીનો છોકરો થાય. બાળપણમાં તેની મા ગુજરી જવાથી તે પોતાની માસીને ઘેર એટલે પ્રેમગૌરીને ત્યાં પ્રેમપુરમાં ઉછરેલો હતો. બળભદ્ર અને પ્રતાપસિંહ બાળસ્નેહી હતાં બળભદ્રને લીધે પ્રતાપસિંહ પ્રેમરાયને સેહેજસાજ ઓળખતો હતો. પ્રતાપસિંહનો બાપ વ્યથાવતિ સંસ્થાનમાં આવેલા એક નાના પ્રગણાનો માલેક, એટલે ફટાયો (ભાયાત) દરબાર થાય. વ્યથાવતિનો મહારાજા નિર્વંશ ગુજરી જવાથી તેનો તમામ વારસો પ્રતાપસિંહને મલ્યો હતો. મનુસ્મૃતિ ન્યાયમિમાંશા, ધનુરવિદ્યા આદિ રાજ્યને લાયક વિદ્યાભ્યાસ સંપાદન કરવા સારૂ આ વખતે પ્રતાપસિંહ વ્યથાવતિના અરણ્યમાં નિલકંઠ રૂષી પાસે જઈ વસ્યો હતો. અરણ્યમાં બળભદ્રને કબૂલત આપ્યા પ્રમાણે બીજે દહાડે પ્રભાતમાં રૂષી મહારાજની આજ્ઞા લઇને તે વ્યાથાવતિ પોતાના રાજ મેહેલમાં આવી પહોંચ્યો. "બળભદ્રને મલવા માટે પોતે ઓધવજી ઝવેરી (પ્રેમરાયના બાપ) ને ત્યાં જવું કે તેને અહીં બોલાવવો?" આ બાબતનો તે વિચાર કરે છે એટલામાં એક માણસે આવીને સલામ કરી તેના હાથમાં એક પત્ર આપ્યો; તે વાચીને પ્રતાપસિંહ ઘણો ખેદ પામ્યો. પોતાના બાળમિત્ર બળભદ્રને મળવાની તેની હોંશ અને લલુતા અરે એકાએક નાશ પામી. તેનું મુખડું ફિકુંફચ પડી ગયું અને તે ઉદાસ–બેચેની જણાવા લાગ્યો. પ્રિય વાંચનાર એમ થવાનું કારણ એટલુંજ કે તે પત્ર બળભદ્રનો હતો. બળભદ્રે આ પત્રમાં "અરણ્યમાં પ્રતાપસિંહ ગયા પછીની બનેલી તમામ હકીકત, પ્રેમરાય અને પ્રેમગૌરીનો સંબંધ, પ્રેમપુરમાં પોતાનો કેદખાનામાં નિવાસ, તથા પ્રતાપસિંહે પ્રેમરાયને દીલાસો આપીને તેની સંભાળ રાખવી." ઇત્યાદિ બાબત જણાવી હતી. આ પત્ર બળભદ્રે કેદખાનામાં લખીને મિત્રોની સહાયતાથી છુપી રીતે રવાના કર્યો હતો. પ્રતાપરાયે આવેલા માણસને લખીતવાર ઉત્તર આપી રવાના કીધા પછી થોડી વારે રથ મોકલી પ્રેમરાયને પોતાની પાસે બોલાવી લીધો. પ્રેમરાયનો સારી રીતે આદરસત્કાર કરીને મીઠાં મીઠાં પ્રેમાળ વાક્યો બોલી તેને પ્રતાપ-

સિંહે ઘણો દીલાસો અને ધીરજ આપી. "મારી બેહેનને એ દુષ્ટ રંડા બહુ દુઃખ આપેછે. પણ શું કરૂં કે અદ્યાપિ સુધી હું નિરૂપાય હતો. ચાલતી સાલની દીપોત્સવીમાં તખ્તપર બેસવાનું સુમુહુર્ત છે તો, તે ક્રીયા રંગે રળીયાતે ઉકેળી લીધા પછી હું ક્રુર કામેંદ્રને અને એ શંખણીને, તેના કુડાં કર્મના યોગ્ય ફળનો કડવો સ્વાદ ચખાડીશજ. તમે કશી વાતે ગભરાઓ નહીં. જાઓ હું વચન આપું છું કે તે માહારીં પ્યારી બેહેન પ્રેમગૌરીનું કન્યાદાન હું મારા હાથથી તમનેજ આપીશ." પ્રતાપસિંહનું આવું બોલવું સાંભળીને આ વખતે પ્રેમરાયના મનનું કંઇક સમાધાનતો થયું પરંતુ પોતાની અજાણુતામાં અરણ્યમાં બનેલી હકીકત તથા બળભદ્ર કેદી થયાના સમાચાર સાંભળી તે ઘણો ચિંતાતુર થઇને બહુ ત્રાસ પામ્યો. પછી મોડી રાતના પ્રેમરાય અને પ્રતાપસિંહ છુટા પડયા.

આ ઘાડા અરણ્યને મોટી દીવાલની માફક ત્રણે બાજુએ પર્વતની એક સરખી હાર લાગી રહી છે; ગગન ચુંબિત મોટા મોટા વૃક્ષો વાયુના સ્પર્શથી બિહામણી આકાશ વાણી ઉચરી રહ્યા છે. પર્વતની ખીણમાંથી જન્મ પામેલી સરીતા પોતાના પતિ રત્નાકરની ભેટ લેવાને અતિ ઉત્સાહથી ઉતાવળી ચાલી નીકળી છે. ચંદ્રના પ્રકાશે કરીને આ સરીતાપર વૃક્ષોની છાંયા પડવાથી જાણે તેણીએ કાળુ વસ્ત્રજ પરિધાન કીધું છે, એવું કદાચ ભાસે તો તેમાં આશ્ચર્ય શું? કૃષ્ણ પક્ષના પ્રભાવથી અત્યારે અહીં દેખતાં પ્રાંણીઓ પણ અંધા બન્યા છે; પૃથ્વીપર કુદરતી એક સરખો અંધાર પિછેડો પથરાયલો હોવાથી તેમાંનાં ખાડા ખડીઆ કીંવા ઉંચી નીચી જમીન તે ક્યાંથી જણાય? પરંતુ આકાશમાંના નાના મોટા તારાઓ; પોતાના સ્વામી ચંદ્રની ગેર હાજરીથી પ્રાણી માત્રનો ઉદ્વેગ દેખી પોતાથી બની શકે તેટલો પ્રકાશ આપેછે; આજની અંધારી રાત્રીએ પુર મેઘલી મળી છે; વર્ષારૂતુની વિદાયગીરીમાં આજે ગગનમાં મોટી ગાજવીજ તો થઈ રહી, પણ ખડી સાકરરૂપે બરફના તડતડ પડતા વરસાદને વાહ કોણ નહીં કહેશે દીપોત્સવીના અણુકોટનોજ પ્રસાદ!! વાયુ મંદ વાહાક થયો પણ નદીનો ખળખળ શબ્દ સ્પષ્ટ રીતે સંભળાય છે. હવે મેઘરાજના વિજયડંકાનો હડુડાટ કેવળ બંધ થયો પરંતુ તિમરાદિ જિવજંતુઓનો કાન ફોડુ ઘોષ નાના પ્રકારના વાદ્યની મિશાલે વાજી રહ્યો છે. આજે રાત્રીના દસ વા-

ગતે આવા રમણ્ય સ્થળમાં અહો વાંચનાર! ચાલો હવે આપણે જલદીથી જઈ પહોંચીએ!

ઉત્રાદા પર્વત તરફથી આવતો, એક વિલાપ કરતી સ્ત્રીનો તીણો ચિતાકર્ષક સ્વર ક્યા કઠોર–હૃદયના માનવીને સાંભળવાનું મન નહીં થાય? જુઓ, સાંભળો, અને હવે તો તે મોટેથી રૂદન કરવા લાગી,–"હાય, હાય; હવે હું શું કરૂં? પ્રભુ તેં એવી મતિ કેમ પ્રેરી કે હું એ ચંડાળપર વિશ્વાસ રાખીને અહીં આવી! અને ઇશ્વર નામે એ વાતે ક્યા અપરાધો કીધા હશે કે આ દુષ્ટે મારો છળ કીધો! અહીંથી હવે હું કેવી રીતે છુટીશ? કોણ જાણે? એ અધમ પાપીષ્ટે મારાપર પાપ વાસના કીધી છે તો તે ફરીને અહીં આવ્યા પછી મને સતાવ્યા વિના રહેશે નહીં. હું મારી શોભા અને સજીવનપણું કેવળ શિયળ સાચવવામાંજ સમજું છું અને સમજીશ. મારૂં સત્યવૃત, મારૂં ભુષણ હે મારી લાજ રાખવાને ખાતર હું મારો પ્રાણત્યાગ કરવાને ડરીશ નહીં. પણ અરે હું અહીં કેદી છું કીંવા મેં મારા શિયળને માટે પ્રાણત્યાગ કર્યો એમ મારા પ્યારા પ્રેમને અરે કોણ જણાવશે? અરે આ દુષ્ટ તો દરવાજાપર આવી પંહોચ્યો; હાયરે હવે મારૂં અહીં શું થશે! પ્રભુ રક્ષણ કરો રક્ષણ!!" થોડાજ વખતમાં આ સુંદરીનું દયા ઉપજાવનાર બોલવું બંધ થયું. તેના છેલ્લા વાક્ય ઉપરથી સાફ જણાય આવેછે કે કાંતો તે બાપડી શોક સાગરમાં ડુબી તર્ક વિતર્કરૂપ ખડકો સાથે અથડાઇને બેશુદ્ધ થઈ પડી હશે અને કાંતો તેનો છળ કરી લાવનાર તે દુષ્ટ માનવી હાજર થયાના કલિષ્ટ ચીન્હો તે સમજી શકી હશે. અહો, વાંચનાર! આપણે અહીંથી નજર કરો નહીં તો ચાલો તે પર્વત તરફ ત્યાં એક સુંદર બગીચો અને શુશોભિત્ત બંગલો જણાય છે. હા કોઈ એક માણુસ હાથમાંનું ફાણુસ નીચે મુકીને જુઓ તે બાગનો દરવાજો ઉઘાડવા લાગ્યો. દરવાજો ઉઘાડીને જેવો તે અંદર દાખલ થઇને જુવે છે તો જંગલાની પરશાળમાં વનચર સરખી, કેશ વીખરાહલા, મુખ મ્લાન થયેલું અને પોતાના સુંદર ડોળામાંથી ટપાટપ આશ્રુઓ ગાળતી એક ચૌદ પંદર વર્ષની કુમારીકા ડાબા હાથપર લમણો ટેકાવીને આડે પડ પડી હતી. વાંચનાર બંધુઓ, આં બાળાને જોઇનેજ આપ બેશક કહી શકશો કે તે આપણી આ વાર્ત્તાની મુખ્ય નાયિકા છે! પૂર્વ જન્મ।

સંચિતથી કહો કે પછી કરયો કર્મનો-ભોગવટો કરો; કાળ ચક્રનો દુખદાયક દાયકો સમજો પછી ઇશ્વરનીજ અવકૃપા માની લ્યો પરંતુ જે સુંદરી ઘડીમાં શોકગ્રસ્ત થઇને ઉષ્ણુ આંસુડાં પાડે છે અને ઘડીમાં સ્થિતિના સંતાપવડે ક્રોધથી પોતાની નમણી નાસિકા, ગુલાબી ગાલ અને પાણીદાર નેત્રને લાલ ચોળ બનાવે છે; ઘડીમાં જે વ્યાઘ્ર દર્શ નથી જેમ ગાય થર થર કંપે છે તેમ ભય ગ્રસ્ત બનીને જોનાર જનોનાં દયામણા અંતઃકરણમાં હાયવરાળ ઉત્પન્ન કરેછે અને જે ઘડીમાં મુર્છીત જણાય છે; ઘડીમાં જે પોતાનું સ્મરણ કરીને અપાર પીડા પામેછે અને ઘડીમાં જે સ્વપ્ન રસ્તે ભ્રમિત થઈ પોતાના પ્રેમીની ભેટ લઇ આનંદથી ચંદ્ર વદનને પ્રફુલતા પમાડે છે. ઘડીમાં કાચી નિંદ્રાએ પોતાના અંતઃકરણમાં પ્રીતિનો માત્ર કોંટો પ્રગટ કરી પોતાના પ્રિય કરની કલ્પિત મુર્તિ સાથે ભેલે છે અને ઘડીમાં શોક સાગરમાં ડુબી મરે છે. પ્રેમઘેલી પ્રેમગૌરીને વાંચક વિરાઓ જલદીથી ઓલખી શકે તેમાં આશ્ચર્ય શું ?

પેલો માણુસ નજદીક આવ્યો કે તુરત પ્રેમગૌરી બેઠી થઈ બાજુમાં જરા દુર નિચુ જોઇને ઉભી રહી. "પ્રેમગૌરી! તુ ખાલી શામાટે રડે છે? ચાલ દીવાનખાનામાં! તું એકલી અહીંઆ કંટાલી ગઈ હૈશ! જરા વિશ્રાંતિ લે! આનંદથી ઉચરીને તારા સુખદાયક મધુર શબ્દો વડે મારી આશા અને ઉમેદને સંતુષ્ટ કર! પ્રિયે, જુઠી ફીકર અને દુરાગ્રહ તજી દે? સાંભળીશ નહીં કે? ચલ, ચલ એમશું કરે છે વારૂ?" આ કામાતુર માણુસ એટલું બોલીને તેના ખભા પર હાથ નાંખવા ગયો પરંતુ પ્રેમગૌરીએ તેને તરછોડી પાડયો "દુર, દુર રહે! જો હો. સંભાળ! એમ કરવું તને મુદલ શોભતું નથી. ગમે તેવું બકવાને અરે તને જરા પણ શરમ આવતી નથી! તારા કપટી સ્વભાવથી જો હું પ્રથમથીજ જાણીતી હતે તો હું અહીં આવતજ નહીં, ઉપર ઉપરથી અલ્પપણાનો ડોળ બતાવીને તેં મને અનાથને છેતરી છે, પણ તેનું ફળ તને મળ્યા વિના રહેગેજ નહીં! મૂર્ખા ઇશ્વરનો તો ભય રાખ તું અને હું આજ સુધી ભાઇ બેહેનના નાતાથી વરત્યા છીએ અને હવે મારા પર પાપ વાસના કરવી શું તને ઘટે છે? ભાઈ તેં મને બહુ હે-

હેરાન કીધી છે તો તે હું મારા દુર્ભાગ્ય સમજી લઈશ પરંતુ હવે ડાહ્યો થઇને જ્યાંથી મને લઈ આવ્યો છે ત્યાં પાછી પહોંચતી કરીશ તો તારો ઘણો આભાર માનીશ !" આ સાંભળીને તે તરૂણ પુરૂષ હંસીને બોલ્યો, "વાહ, વાહ ; પ્રેમગૌરી તું પણ બોલવામાં બડી બહાદુર દેખાય છે ! અત્યારે તું તારી હાલતનો તો વિચાર કર ! હવે તારા તારૂંણ્યાના દીવસોં ભરપૂર ભરાયલા છે ! અમૂલ્ય જોબન આમ એલે ગુમાવી ને તું હાથે રીને કાં દુર્ભાગી બને છે ? અહો મનોહરે ! ખરૂં કહું છું કે નાનાપ્રકારની ક્રીડાકરી, રંગે સંગે ઉમંગથી ખેલીને રસ ભર્યા લ્હાવો લેવાના આં આપણા દીવસો છે ! તું રાજ્ય કન્યા થઇને એક વણિકના નાદાન છોકરાને વળગી રહે એ શું ક્ષત્રીય કુલને કળંગ લાગાવા જેવું નથી ? વળી તારો એ મનોરથ સ્વપ્નમાં પણ પુરો થાય એવું તો નથી તો પછી મોતની છલંગો શા માટે મારવી જોઇએ ? મારો મૂર્ખ મામો—કે જે સાઠ વરસનો બુઢોં, ડાચામાં દાંત, તો છે નહીં ! એવાં મુડદાં સાથે આ તારૂં ચંદ્રવદન શોભશે નહીં ! હું પણ એક રાજવંશી મોટો ગરાસીયો છું તે તારાથી ક્યા અંજોણ્યું છે ? સંપત્તિ, સ્થળ અને સુખ વૈભવમાં અત્યારે મારાથી ચઢીયાતું આટલામાં કોઇજ નથી! તું મનેજ યોગ્ય—મારાં નસીબમાં નોંધાયેલી, ઉલ્હાસ અને શાંતિ આપનારી રતિરૂપ રંભા છે! ઘણા દીવસ થયાં મારાં મનમાં હતું કે મારો આ મનોદય તને જાણવવો, પણ આજ સુધી તેવી સંધી મળીજ નહીં ! તું વિચારવંતા ગ્નાતા છે, છતાં મારા બોલવાનો અનાકાની કરીને ખાલી સંકટમાં શા માટે પડે છે? ચલ, જરા શાંત થા ! આ હું ખવાનું લાવ્યો છું. તે આપણે પ્રથમ તો સાથે બેસીને ખાઇએ !" "આગ લાગોં તે તારા ખાવામાં" પ્રેમગૌરી ચિડાઇને આગળ બોલવા લાગી,—"શિવ ! શિવ !! ફસાવી મને અહી લાવી વળી મારી લાજ લુટવા ધાર્યું ! ઓ નિર્લજ તને કંઈ ભય અને શરમ લાગતી નથી ? સત્ય શમજ કે તારા આ દુસ્ટ પ્રયત્નથી હું કદાપિ ડરવાની નથી ? જો વધારે સંતાપીશ તો હું પ્રાણ ત્યાગ કરીશ જીવ આપીશ ! જા, દુર રહે ! મને અહીંથી જવા દે ! નહી તો તું અહીથી ચાલતો થા !" 'હત રાંડ દુતિ !" હવે આ જુવાનીયો ભારે ગુસાથી બોલી ઉઠયો'—તને સુખી રાખવા માટે મેં આટલું કીધું છતાં હજુ તું હઠ ધરીને બેઠી છે તો ઠીક છે ! કંઈ ચિંતા નહીં ! જો, આમ

જો ? તને ભુખી જાણી, દયા લાવીને ફરાળ લાવ્યો, તો તે ન ખાતા ઉ લટી મને તરછોડે છે તો સાંભળ ! આજ પછી તને અન્ન કદીજ મલે નહીં એવી તજવીજ કરૂં છું ! પછી તારો આ હઠ કેટલા દહાડા રહેછે તે હું જોઈ લઇશ !" એટલું બોલી બાપડી પ્રેમગૌરીને તેણે ધપા હ- ડસેલા મારી, પાસેના ઓરડામાં પુરી, પોતે બાહાર બિછાના પર સોડ તાણીને સુતો તેના છેવટના શબ્દો કોમળાંગી પ્રેમગૌરીને વજર સરખાં લાગ્યાં, પરંતુ તે કાળ દષ્ટિથી દુર થયો તેથી તેના ઉત્પાતી જીવને જરા આરામ થયો. પછી તે બિચારી ભીતને ટેકો આપી–લમણે હાથ મુકીને મનમાં વિચાર કરવા લાગી,–"નીતી શાસ્ત્રમાં પત્નિ, પુરૂષને સુખદાયક કરી છે પણ તે જો અમારા બંનેના ભાગ્યમાંજ નહીં તો પછી તેનો ઠાખો શું ? આજ પર્યંત પ્રિય પ્રેમરાયયનું અરે શું થયું હશે એવડીજ શું તે ચિંતા હતી પરંતુ હવે હું તેની કાલજી રાખનારી પોતેજ આ દુ- ષ્ટના હાથમાં સપડાઇ છું ! હવે અહીંથી હીંમત ધરીને ગમે તે પ્ર- કારે છુટવું જોઇએ, નહીં તો એ ક્રુર કંઇ ભલતુંજ કરશે ! આ એકાંત સ્થળમાં મને સહાય પણ કોણ કરે ! અને હું અહીઆજ છું એમ બી- જાને માલુમ પણ કેવી રીતે પડે ! હરિ હર પ્રભો ! મારા જેવી દુખી- ચારીને જન્મ શા માટે આપ્યો ? મારા શરીરમાં સંચરવાને અરે અ- ત્યારે કલંગ લાગ જુએ છે ! અરે; મારો પણ ઇલાજ શો ? હું અબ- ળા છું ! બીજું તો શું બનવાનું હતું પરંતુ કુલને બટો ન લાગે એ ટલા માટે હું યથા શક્તિ પ્રયત્ને કરીશ ! પછી ઇશ્વરની મરજી ! જો તેવો વખત આવશે તો આત્મા ધાત પણ કરીશ ! અરે આના કરતા અધિક તે બીજું કયું ? આવા નાના પ્રકારના તરંગોમાં લાગીને છેવટે તે ત્યાંજ નિદ્રાધિન થઈ રહી.

પ્રભાતમાં ચાર વાગતે પેહેલો કામી પુરૂષ એકદમ જાગી ઉઠયો અને પોતાના મનના ગોળા મનમાંજ ગગડાવા લાગ્યો.—"અરે મને નિદ્રાએ કેટલો બધો ઘેરી લીધો કે પાછો આ ઉમદા ઉગે જાગ્યોજ નહીં ! તે હવે હઠ તજીને મારી માર્ગ પ્રતિક્ષા કરતી હશે ! કારણ તે અત્યાર સુધી એકલીજ ત્યાં ગોંધાયેલી હોવાથી કેવળ કાયર થઇ હશે ! નહીં, હવે તો તે જોઇનેજ સામી આવી આનંદથી મને આ લીગન આ પશે !" આ પ્રમાણે તે કામ પાસથી ઘેલો બનેલો માણસ મિથ્ય મનો

રાજ્યનું સુખ ભોગવતો ભોગવતો પેલો ઓરડો ઉઘાડીને ત્યાં પ્રેમગૌરી પાસે હાજર થયો. નિંદ્રામાં નિચેષ્ટિત પડેલી સુંદરીને જાગૃતા કરી વિનવાંવાના મિષથી તે જેવો તેના અંગ ઉપર ધસે છે તેવીજ દૈવયોગે પ્રેમગૌરી જાગી ઉઠી-ઉભી થઇને ક્રોધથી બોલી,-"અરે ઓ! ચંડાળ! આવ્યો એ મારગે પાછો જવામાં હજી તારૂં કલ્યાણ શમજ મને બળતીને શા માટે બાળે છે? બેહેન પર બદધાનત કરવાથી તને રેંમ રેંમ કીડા પડશે! દુષ્ટ, સમજાવ્યો પણ સમજતો નથી તો ઇશ્વર તારૂં ક્યા ભવમાં સ્રેઃ કરશે! વેગળો મર! પાપીષ્ટ! રોષથી આરક્ત થયેલી પ્રેમગૌરીના નેત્ર જોઇને તે જરાવાર સ્તબ્ધ રહીને વળી પાછો બોલ્યો,-"જો તું હજી તારો હઠ તજતી નથી પણ આગળ જતાં માત્ર તને ઘણું દુઃખ ભોગવવું પડશે!" "ઠીક, ઠીક! એતો હું સર્વ જાણું છું! જે પ્રસંગે જે સંકટ પડશે તે સહન કરીશ! મરીશ અને આત્માહત્યા કરીને ગોઝારી થવામાં પણ સંતોષ માનીશ! પરંતુ ઓ નીચ! તારા જેવા ઘાતકીનું મ્હોડું હું કદી પણ જોઇશ નહીં! સમજ્યો!! એટલું બોલીને પાછલે પગે હળવે હળવે એકેક પગલું ભરતી તે છેક દરવાજા સુધી જઇ પહોચી અને પેલા પુરૂષને વિચારમાં ગરક થયેલો જોઈ તે ઝડપ દઇને દરવાજા બાહાર દોડી નીકળી પછી તો તે જુવાન નર પણ તેની પાછળ પડયો. પ્રેમગૌરી આગળ અને તે પાછળ એવી રીતે તેઓ બંને થોડી વાર દોડયાં; છેલ્લે પ્રેમગોઉરી નેતે ક્રુર પુરૂષે પકડી પાડી; જપાટા બંધ ઉપરા ઉપર પગની બેચાર લાત તેણે એવી તો જોરથી લગાવી કે અબળા પ્રેમગોઉરી પથરની ટાકરડી જમીન પર બેહાલ પછડાઇ પડી. "આ કસાઇના હાથમાંથી ગરીબડી ગાયને છોડાવનાર અહીંઆ દયાળુ છે કોઇ? છે કોઈ દયાનીરે! અરે કોઇ વારે ધાઓ છેરે કોઇ? ભાઇઓ, જલદી દોડો અને નિચથી મને મુક્ત કરો! આય રે!" પ્રેમગૌરીના આ દયા જનક ચાસકા ને પોકારી સાંભળીને કોઇ હથીયાર બંધ બે ઘોડેસ્વાર જરા દુરથી આવતા જણાયા! "પકડાઇ જઇશ તો ફજેતી થશે" એમ સમજીને આ રાક્ષસી સ્વભાવનો માનવી તેઓને જોતાં વાર પ્રેમગોઉરીને અહીં જેમની તેમ પડતી મુકીને પોબારાં ગણી ગયો. "બસ, એટલુંજ કામ હતું! ઠીક લાગમાં આવી! અહીંઆ તું તેને સંભાળ! હું પેલાને પકડી લાવું છું!" એમ

બોલીને તે બે સ્વારમાંથી એક જણ પેલાની પાછળ પડયો પરંતુ થોડાજ વારમાં નિરાશ થઇને તે પાછો આવ્યો અને પછી તેઓ બંને પ્રેમ ગોઉરીને લઇને ચાલતા થયા.

બિચારી પ્રેમગોઉરી એકના પંજામાંથી છુટીને બીજાના હાથમાં સ પડાઇ! તે પ્રથમતો સમજતી હતી કે પ્રભુએ મને સહાય કરવા માટેજ આ સ્વારોને મોકલ્યા હશે, પણ "ઠીક લતામાં આવી" આ વાકયો સાભળતા વાર તેના હાજા ગગડી ગયા. તેના આખાં અંગે ધુજારી છુટી અને તે બિચારી બહાવરી બની ગઈ. જરા દુર ગયા પછી પ્રેમગોઉરીને તથા બીજા શ્વારને રસ્તામાં ઉભાં રાખી એક સ્વારે પડોશના નાનકડા ગામડામાંથી ભાડાનું દુર્બલ ટટ્ટુ લઈ આવ્યો તેપર પ્રેમગોઉરીને બેસાડી અને પછી તેઓ સર્વ ચુપચુપ ચાલી નીકલ્યા. રસ્તે જતાં પ્રેમગોઉરીએ પેલા સ્વારોને "તમે મને કયાં લઈ જાઓ છો! તમારી મતલબ શી છે? આ માર્ગ કયા સ્થળે જશે?" એવા હીમતથી એવા કેટલાક પ્રશ્નો પુછ્યા પરંતુ વજનદાર કંઈજ બોલ્યા નહીં તેથી આખો દહાડો તે મહા શોકાતુર રહી. છેક સાંજ પડવા આવી ત્યારે સ્વારોએ આડે માર્ગે ચાલવા માંડયું. આગળ જતાં એક નાનો નદીનો વેહેળો અને તેનાં કાંઠાપર ભીલોના ઘાસના કુબા–નાના બે ચાર ઝુંપડા વેગળેથી જણાયા. તે તરફ આંગલી કરીને એક સ્વારે ત્યાં રાત વાસો રહેવા બીજાનો મત પુછીને નકી કીધુ. તેઓએ ત્યાં જઇને ઝુંપડાના ચોકમાં ઘોડાપરથી ઉતરી પડી પ્રેમગોઉરીને પણ નીચે ઉતારી. મોટેથી હાક મારીને સામે ઝુંપડીના બારણામાં એક બુઢો ભીલ હુકો ગડગડાવતો હતો તેને પુછ્યું કે "કાકા અમે વટે માર્ગુ છીએ. આજ રાતની રાત અમોને ઉતરવાને જગ્યા મળશે તો તમારા આભારી થઇશું" ભીલે દિનયના વચનો બોલીને તેઓને પોતાનાજ ઝુપડામાં ઉતારો આપ્યો. એ. બે સ્વારોએ પાસેનું ખાવાનું કહાડીને પ્રેમગોઉરીને આપ્યું અને પોતે પણ ખાધું જમી રહ્યા પછી તેઓએ પોતપોતાની પથારી કરી તેપર થાક્યા પાકા લાંબા લોથ થઇને પડ્યા. બાપડી પ્રેમગોઉરી આ ઝુપડીના એક ખુણામાં જઇને ભીલે આપેલી ટુંકી સાદડીપર સુતી. રાત્રીના આશરે બારએક વાગતે એક કોઇ વેષધારી પુરૂષ આ ઝુપડીમાં દાખલ થયો

તેણે સર્વે અંગે ભભુત લગાડી હતી તથા ફક્ત એક લંગોટી. અંગપર ઓઢવાની કાળી કામળ અને હાથમાં લાલ ધોકા સીવાય બીજી કશી વસ્તુ તેની પાસે હતી નહીં ઝુપડામાં પેસતાજ લાગલો તેને પેલા બે સ્વારોને પગથી તે માથા સુધી તપાસી વાળયા; પણ બાપરે તેઓની તો કુંભકરણનીજ ઉંઘ! બિચારી પ્રેમગોરી આ આશ્ચર્યુતને જોઇ ઘણી ભયભિત થઇ પરંતુ એટલી ડાહી કે તેણે તે બાબે કશી ગડબડ કીધીજ નહી ! "આ કંઈ પણ દગો! નહી તો ચોર! પણ મુડદાને વીજલીનો ભય શો?" એવા વિચારથી તેણે સર્વ જોયાં કીધું. થોડી વાર પછી તે વેષધારી માણસે પ્રેમગૌરીને બાહાર આવવા હાથની નિસાની કરી પણ તે બાપડીનાં ભયગ્રસ્ત મનડાંએ ધૈર્ય ધર્યું નહીં. ફરીને તે પુરૂષે સ્વરથી ધીમે કીધું કે 'જો તને અહીથી છુટી તારે પોતાને ઘેર જવું હોય તો આસ્તેથી બાહાર નીકળ! ડરમાં અહીં સીપાઇઓ ઉંઘાયેલાજ છે." પછી તો પ્રેમ ગૌરી આસ્તેથી હલુ હલુ ચાલીને બાહાર નીકળી પોતાની પછાડી જલદીથી ચાલી આવવા પ્રેમગૌરીને ઇસારત કરી તે માણસ રસ્તે પડયો. બને જણા પસ્ચિમ તરફની ટેકડી ઉતરવા પછી એક અજાણ્યા-સાંકડા છુપે રસ્તે તેઓએ ઘણી જડપથી ચાલવા માંડયું. ચાલતાં ચાલતાં બિચારી પ્રેમગૌરી છેક થાકી ગઈ. મારગે ભાગેલા કાંટાથી તેના નાજુક પગમાં બેહદ વેદના થવા માંડી અને તેની કુમળી કાયામાં પીડકળાર થઇ આવી.

જે જન્મથીજ બાપના અપાર લાડમાં ઉછરી છે તે અત્યારે પાપિસ્ટોના બળાત્કારનો કેવળ ભોગ થઇ પડી છે! જે નાના પ્રકારના અલંકાર અને વિવિધ વસ્ત્રોથી સુંદર શણગાર સજી સદા આનંદમાં રહેલી છે ને હમણાં ભુંડે હાલે બાપડી અહીં તહીં ભટકતી બની છે! બાળપણથીજ ભાવતાં ભોજન અને મનમાનતાં વિલાસ કરીને સુખ વયભવ ભોગવવામાં જેણે કશું કમી જાસ્તી જોયેલું નથી તે અત્યારે બાપડી ભુખે તરસ્યે રઝળતી નિરાશ્રિત થઇ પડી છે! જેણે તહાડ તડકાંને ભુતકાળને બિલકુલ અનુભવ્યાં નથી એજ આ સુંદરીને થંડાથી થરથર ધ્રુજતી જોઇને ગરમ વસ્ત્ર ઓઢાડનાર અને ગરમીના ઉકળાટથી અકલાયેલી જાણીને મીઠો પવન ઢાળનાર અત્યારે તેની પાસે કોઇજ નથી! એવી આ

નીર્દોષ રાજ્ય કન્યાની દુરદશા દેખી વાંચી કીંવા સાંભળીને રે' વાંચનાર! ખચીત તારૂં દયાલુ દીલ અરે હા. દુખાશેજ.

એક કરતાં એક અધિક ઊંભા વૃક્ષોથી આકાશ ભેદાઈ ગયું છે; અનેક પક્ષીઓનો મધુર સ્વર, શ્યામ વેદનાં પદની પેઠે કાનને અતિ આહ્લાદ ઉપજાવેછે; ચંદ્રોદય થવાને ઘડી બે ઘડી થઈ હશે પરંતુ પાછલી રાત્રીના ચાર સાડાચાર વાગવા આવ્યા છે; એવા સમયમાં બાપડી પ્રેમગૌરી ચાલતાં ચાલતાં એકદમ અટકી. પોતાની આગલી સ્થીતીનુ સ્મરણ થઈ આવ્યું હોય કે પછી આખી રાત્રી ચાલવાથી તેની શારીરીક વેદના વધી પડી હોય તે કોણ જાણે! પરંતુ તે એક વડલાના વૃક્ષ તળે ઉંડો નિસાસો નાખીને ઢળી પડી અરે તે બાપડી બેશુધ થઈ ગઈ પેલો વેષધારી પુરૂષ પ્રેમગૌરીના તરફ પાછો ફર્યો અને તેને મૂર્છીત થએલી જાણીને આસપાસથી પાણી લાવવાને તુરત તે દોડી ગયો અહીં પ્રેમગૌરીના આખાં અંગ ઉપર ચંદ્રએ પોતાના શિતળ કિરણો ફેંકીને તેને શુધ્ધિમાં લાવવાની યોજના કરવા માંડીછે અને તેની સ્થિતિ જોઈ વૃક્ષો ટપટપ અશ્રુઓ ગાળતાં ગાળતાં તેને ધીમો પવન ઢાસે છે. ઘણો વખત વિત્યો છતાં પેલો માણસ પાણી લઇને આવ્યોજ નહીં પણ પ્રેમગૌરી પ્રભુની કૃપાથી પોતાની મેલે સાવધ થઇ પ્રથમ તેણે પોતાનો પેલી જંજાળમાંથી છુટકારો થવાથી ઇશ્વર સ્તુતિ કીધી અને પછી "પેલો વેષધારી માણસ કોણ હશે અને તે ક્યાં ગયો", તે વિષે તર્ક કરવા લાગી. તેણે ધાર્યું કે મને મુર્છીત જોઇને તે આસપાસ પાણી લેવા ગયો હશે તેથી તે થોડી વાર તો આ સ્થલે બેસી રહી પણ પછીથી તે હનુમાને આવ્યો નહીં માટે તેનો શોધ કરવાને તે આસ્તે આસ્તે ચાલી નિકળી. થોડે દુર ગયા પછી એક ખાબોચીયાંના કાંઠાપર એક તરફડતો માણસ તેની નજરે પડ્યો; ત્યાં જઇને તે જુએ છે તો તેના પગમાં એક મોટો કાલો સર્પ વિંટળાયેલો હતો. સર્પના દંશે કરીને તે પુરૂષના સર્વાંગે હળા હળ ઝેર વ્યાપી રહ્યું અને છેલે તે મરતાં મરતાં બોલ્યો,—"સતીનો છળ કરી તેને સતાવવામાં આખરે મેં ફલ મેળવ્યું નહી આ! મારી દુષ્ટ બુદ્ધિરે તે નાશકારક બદચાનતની આ બુરી શીક્ષા છે! હોંશથી અનીતિના ગલીચ રસ્તે દોરાઇને અરે હવે મહા પરિતાપ પામું છું! બેહેન પ્રેમગૌરી અપરાધ ક્ષમા ક-

રીને આશિર્વાદ આપકે જેથી સતીના વચન વદનથી હું પવિત્ર થાઉં;" "પ્રભુ તારૂં કલ્યાણ કરો" એવું શુભ વાક્ય ઉચરીને ઉદાર દીલની સ્હી પ્રેમગૌરી વિસ્મય થઈ તે મુર્ખ માનવીના મુડદાંને ધારીધારીને નિહાળવા લાગી. "અરે આતો રતિમલ! ભુડા તારૂં ભલું થાય! છેવટની ઘડીએ પણ તેં મને સતાવવામાં કશીમણા રાખી નહીં!" એ વગેરે બીજું કેટલુંક મનમાં બરબડીને "હવે કયાં જવું અને શું કરવું?" એવો મનસુબો કરતી અને નરમ પગલે હીંડતી હીંડતી રસ્તે પડી.

અહો વાંચનાર! હવે આપણે પ્રેમગૌરીને અહીંઆજ થોભાવી, તેને આ અરણ્યમાં લાવી તેનાપર અપાર વ્યથાનો વરસાદ વરસાવનાર એવો માનવ દેહધારી રાક્ષસ રતીમલ કોણ? તે પ્રથમ સમજી લઈએ બ્યાઘ્રવતિના અરણ્યમાંથી પકડી લાવ્યા પછી પ્રેમગૌરીને તેની સાવકી માતાએ પોતાના દીવાનખાનાના જોડના ઓરડામાં નજર કેદની મિશાલે રાખી હતી તે સર્વ આપણે પ્રથમનાં પ્રકરણમાં વાંચીગયા છીએ પાંચ છ મહીના પછી એટલે કાર્તીક મહિનામાં પ્રધાન કામેંદ્રની ફોઈના છોકરાના લગ્ન હોવાથી ત્યાં તેને ગયા વિના ચાલે તેવું નહીં હતું, પરંતુ પોતાના લગ્નની લલુતાથી પ્રધાનજી હમેશને માટે પ્રેમગૌરીના પેહેરેગીર થઇ રહ્યા હતા! પ્રેમગૌરીની દેખરેખ માટે કોઈ એક વિશ્વાસુ માણુસ રાખી જઇ પછી પોતે પોતાની ફોઇને ત્યાં વિવાહ મહાલવા જવાનો કામેંદ્રે વિચાર કીધો દરબારી મંદિરમાં કે શેહેરમાં તો પોતાના કોઇ પણ વિશ્વાસુ માણુસ તેને મલી શકયો નહીં, તેથી છેવટે તેણે પોતાના ભાણેજ રતિમલને રતિપુરથી બોલાવી મંગાવ્યો રતિમલનો બાપ રતિપુરનો મોટો ગરાસીયોથાય રતિમલ વીશ વરસનો ફાંકડો રસરસીયો જુવાન હતો. મામાના પત્રથી તે પ્રેમપુર આવી પહોંચ્યા પછી પ્રેમગૌરીની તમામ હકીકતથી વાકેફ થયો. પ્રધાન કામેંદ્ર ભાણેજ પર પુરતો ભરોંસો રાખીને બાહારગાંમ સિધાવ્યો હવે અહીં પ્રેમગૌરીની સુંદરતા અને ખીલતી યુવાની જોઇને યુવાન રતિમલ ઘણો મોહિત થયો. મીઠાં મીઠાં વચનો વદીને ચંચળ નેત્રથી કામના મિટ મારીને અને પોતાની મિથ્યા મડાઈ બહાદુરી બતાવીને પવિત્ર પ્રેમદા પ્રેમગૌરીનું મન હરણ કરવાને તેણે ઘણા ફાંફાં માર્યાં; પરંતુ તે એવી પ્રપંચી માયામાં ફરેહ પામ્યોજ નહીં છેલે તેણે એક નવીન યુક્તિ રચી કહાડી "બળભદ્રને અને મારેઘણો સ્નેહછે;

તેના બાપની દુષ્ટતાથી મને બહું લાગી આવ્યુંછે બળભદ્રની ભલામણથી મેં મારા આશ્રમમાં આજ ઘણા દહાડા થયાં પ્રેમરાયને નિવાસ વગેરેનો શાંતિદાયક આશ્રય આપ્યોછે. તમારા વિયોગથી તેના મનની સ્થિતિ હજી ઘણી માઠી રીતે ગુજરેછે. નજરે જોઈ તમારા સુખભર્યા સમાચાર લઈ આવવાને તેણેજ મને અહીં મોકલ્યાં છતાં એક પંથને દો કાજ જેવુ થયું એ આનંદની વાતછે. કામેંદ્ર હાલ બાહારગામ ગયો છે. તેથી તમોને મારી સાથે ચાલી નિકળવાને કશી અડચણ આવશે નહીં; અને પ્રેમરાય પાસે જઇ પહોંચ્યા પછી તમો બંનેને મન ધાર્યું (વિવાહ વિધિ) કરી લેવાને હું સહાયક થઈ પડીશ.” એ વગેરે અનેક રીતે શમજાવી બાપડી ભોલી પ્રેમગોઉરીનું મન તેણે લલચાવ્યું, સાવકી માતાનાં કોપથી એક તો તે કંટાળેલી હતી અને બીજું પ્રેમરાય પરની વિશેષ મમતાથી તેની સુખદાયક ભેટ લેવાને તેનું મન ઘણું આતુર થઈ રહ્યું હતું તેથી તેણે રતીમલની સાથે ચાલી નિકળવાને કબુલ કર્યું બીજે દહાડે પ્રભાતમાં રતીમલ પ્રેમગૌરીને લઇ છાના માના રતિપુર તરફ ચાલતો થયો રતિપુરના સીમાડપર પોતાનો ડુંગરપર એક બાગ હતો ત્યાં પ્રેમગૌરીને લઈ ગયો. અહીં પ્રેમરાય તો બિલકુલ નજરે પડયો નહીં તેથી પ્રેમગૌરી, રતિમલની દુષ્ટ ધ્યાનત સમજી અપાર શોકમાં ઝુરી મરવા લાગી પ્રેમગૌરીને તે બાગના બંગલામાં દીવસે એક કેદીની મિશાલે પુરી રાખી રતિમલ હમેશાં રતિપુર જઇ રહેતો અને રાત્રીએ પાછો આવી, પ્રેમગૌરીને પોતાની માશુક બનાવાની વિનવણી કરતો હતો. છેવટે તેણે અપાર ભય બતાવ્યો, ઘણો ત્રાસ આપ્યો અને બે દહાડા કેવળ અપવાસી રાખી પરંતુ પ્રેમગૌરીએ સતીને શોભાવનારૂં શિયળવ્રત ટેકથી સાચવી રાખ્યું પછી અહીંથી નાસીને તે બે સ્વારોના હાથમાં સપડાઈ, ત્યાર પછીની કેટલીક હકીકત અહો વાંચનાર, વિચારો! આપ આગળ વાંચી ગયાછો. રતિમલે પણ લાગલોજ પોતાનો વેશ બદલી એક ખાખી બાવાના રૂપમાં બનીને, એ બે સ્વારોની પાછળ પાછળ આખો દહાડો ચાલ્યા કર્યું. પછી પેલા ભિલના ઝુપડામાં જયાં તે સ્વારો રાત વાસો રહ્યા હતા ત્યાં બારએક વાગતે સર્વને ઉંઘાયેલા જોઈ ઈશારતથી પ્રેમગૌરીનું હરણ કરીગયો આખી રાત્રીના થાકથી મળસકામાં પ્રેમગૌરી બેભાન થઇ ગઇ અને રતિમલ તેને વાસ્તે પાણી લેવા ગયો. પરંતુ ત્યાં તે સર્પ દંશથી મરણ પામ્યો આ તેની ભુડી કૃતિનું, રે, બદ ધાનતનું ભલું ફલ મલ્યું! આ ઉપરથી વાંચક ચિરાઓ બેશક બોલશે કે વિસ્યાસકત દુષ્ટ મતિના માનવીઓ નો જયાં ત્યાં—જયારે ત્યારે એજ હાલ!!

**પેહેલો ભાગ સમાપ્ત.**

## અગાઉથી આશ્રય આપનાર સદગ્રહ

## સ્થોના મુબારક નામોની નોંધ.

૫૧ સર દીનશાજી માનેકજી પીટીટ નાઈટ.
૪૦ શેઠ નાનાભાઈ બેહેરામજી જીજીભાઈ
૨૫ શ્રી માહારાજા કેશરીશીંહજી કે શી. એસ. આઈ. ઈડર
૨૦ માહારાજા શ્રી કચ્છદરબાર
૨૫ ,, મોતીલાલ માસ્તર. તરફથી.
૨૫ બાઈ ગુલબાઈ.
૧૫ શેઠ હરગોવનદાશ કુબેરદાશ.
૧૫ ,, ચુનીલાલ નારણદાશ.
૧૦ ,, ભાઈશેઠ ત્રીકમલાલ.
૧૦ ,, સી૦ વી૦ કંપની.
૧૦ ,, રનછોડદાશ કલીયાનદાશ.
૧૦ બાઈ હીરાબાઈ નાનાભાઈ બેહેરામજી જીજીભાઈ.
૧૦ ,, મોતીબાઈ.
૧૦ શેઠ પેસતનજી જમશેદજી ડાક્ટર.
૮ ,, ગુલાબભાઈ ડાયાભાઈ.
૫ બાઈ તારાબાઈ.
૫ શેઠ હોરમશજી બમનજી જીજીભાઈ.
૫ ,, વનમાળી લાધામોદી
૫ ,, ભાઈદાશ પરશોતમદાશ.
૫ ,, માણેકલાલ નરોતમદાશ
૫ ,, પરમાનંદ છગાલાલ.
૫ શેઠ મનછારામ મનમોહનદાશ.
૩ ,, જગમોવનદાશ મંગલદાશ નથુભાઈ.
૩ ,, આનંદરામ ચત્રુભુજ ઠાકર. બરમપુરીવાળા
૩ ,, જમનાદાશ વીજમુખણદાશ શેરદલાલ.
૨ ,, મંગળદાશ કરશનદાશ મુળજી.

૨ ,, શેઠ મોતીલાલ ચુનીલાલ. દોહડ
૧ ,, ખીમજી વી૦ દામજી. સુથરી
૧ ,, વરજીવન ભાઇદાશ.
૧ ,, ઓધવજી લખમીરામ. ખારાઘોડા
૧ ,, જોઇતારામ મુગટરામ.
૧ ,, ભોગીલાલ રદેલાલ. સુરત
૧ ,, મગનલાલ ગુલાબદાશ. સુરત
૧ ,, સંકરલાલ કેશવલાલ. સુરત
૧ ,, નાનાલાલ કેશવલાલ. સુરત
૧ ,, મગનલાલ નગીનદાશ.
૧ ,, ડાહ્યાભાઇ નગીનદાશ.
૧ ,, હરજીવન નાનજી.
૧ ,, જગમોહનદાશ ભાઇશેઠ.
૧ ,, કરશનદાશ નરોતમદાશ.
૧ ,, ઠાકોરદાશ પ્રાણજીવનદાશ.
૧ ,, મગનલાલ લલુભાઇ
૧ ,, ભાઇદાશ રણછોડદાસ
૧ ,, નાનાભાઇ રામદાશ
૧ ,, જમનાદાશ લાલભાઇ
૧ ,, નરોતમદાશ કાનદાશ
૧ ,, છોટાલાલ ચતુરશી. કાણેશા.